# જળંધર અને સતીવૃંદા.

રચનાર,

કવિ ભાઇશંકરજી વિદ્યારામ પંડિત.

મંત્રીઃ સનાતન ધર્મોપદેશક મંડળ—મુંબઇ.



**कवि भाइशंकरजी विद्याराम पण्डित.**

મંત્રીઃ સનાતન ધર્મોપદેશક મંડળ-મુંબઇ.

પુરાણપ્રસિદ્ધ.

# જાળંધર અને સતીવૃંદા.

ત્રિઅંકી નાટક.

---

**શ્રી 'સુરત' સુંદર વિલાસ નાટક કંપની માટે**

રચી, પ્રસિદ્ધ કરનાર;

**કવિ ભાઈશંકરજી વિદ્યારામ પંડિત.**

"कविभूषण"

'આયુર્વેદાદિત્ય,' 'ઇસ્લમજંગ બહાદુર,' 'સોલંકીવંશની ગોધરા શાખાનો ઇતિહાસ,'
'પ્રલ્હાદ વિજય,' 'પાંડવ વનવાસ,' 'પાંડવ રાજ્યાભિષેક' આદિ
ગ્રંથ-ચંપુઓના કર્ત્તા, અને

માલીક

**પ્રાણરક્ષક ઔષધાલય,**

કાલબાદેવી-મુંબઇ.

---

મુંબઇ, બજારગેટ સ્ટ્રીટ. કોટ મધ્યે આવેલા નવરંગ પ્રેસમાં, મી૦ અરદેશર
ખરશેદજી દેશાઇએ છાપી પ્રગટ કર્યું.

---

ઇ૦ સ૦ ૧૯૨૧ પ્રથમાવૃત્તિ. સવંત ૧૯૭૭

---



---

કિમ્મત આઠ આના.

*Respectfully dedicated.*

**To**

# J. S. Kadri Esquire

B. A., I. E. S.

EDUCATIONAL INSPECTOR N. D.

**AHMEDABAD.**

As a mark of grateful memories of his wide popularity, deep devotion to duty and high administrative ability.

**By his Admirer the Author.**

અર્પણ પત્રિકા.

નેકનામ

## સૈયદ જલાલુદ્દીન સૈયદમીયાં કાદરી

બી. એ., આઇ. ઈ. એસ.

ઉત્તર વિભાગના એડ્યુકેશનલ ઇન્સપેકટર સાહેબ,

**અમદાવાદ.**

એઓને; તેમના હરદિલ અઝીઝ વર્ત્તનથી, કર્તવ્ય પરાયણ સ્વભાવથી, અને કાર્યદક્ષતાવાળી ફતેહમંદ કારકીર્દીથી; રંજન થએલા હૃદયે, આ ગ્રંથ સમર્પણ કરવામાં આવે છે.

**સત્ય ગુણાનુવાદક—કર્ત્તા.**

## મનહર છંદ.

૧.

તારીજ સહાયતાથી, શ્રી હરીને રીઝવે છે
શેષ ને મહેશ ને, ગણેશ મુનિ નારદા,
તારીજ સહાયતાથી, હરી ગુણ ગાન થાય
તેથી હું તો જાણું છું જે, તુંજ ભવ પારદા;
વાણી દેવીથીજ ચાલે, વિશ્વ વિષે વ્યવહાર
એથી એમ જાણીએ જે, તુંજ છે આધારદા,
માટે માગું એટલું જે, ગાવા હરીગુણ ગાન
આપજે સહાય તું, સદૈવ દેવી શારદા.
કવિ વાલ્મિકે નહિ, રામાયણ રચી હોત.
રામનાં ચરીત્ર આજ, જણાત ન જનમાં,
વ્યાસ કવિએ જો નહિ, ભાગવત ભાખ્યું હોત
કૃષ્ણ કથા રહેત, જોનાર જન મનમાં;
ભારતની કવિતા ન, હોત કેમ જાણતજે
કેમ જીત્યા ભારતને, કેમ વસ્યા વનમાં,
જગતમાં જગદીશે, કવિઓ ન કર્યા હોત
પ્રભુનાં ચરિત્ર કોણ, રચત વચનમાં ?
લાખો ધન ખરચીને, દેવાલય રૂડું રચે
સોનાનાં કમાડ કરી, સરસ શોભાવે છે,
તેથી તેનો મહિમા મનાય નહિ માણસોમાં
જોવા જેવી જુક્તિ જાણી, ભલે જોવા આવે છે;
કવિ જ્યારે કવિતામાં, મહિમાને મોટો કરે
ત્યારે તેના મહિમાની, કથાઓ કહાવે છે,
ઇશ્વરને પણ કવીશ્વરોનું તો કામ પડે
કવીશ્વર ઇશ્વરનો, મહિમા મનાવે છે.
ધામ ધરા ધન્ય ધાન, ભરેલા ભંડાર ભારે
લેખી ન શકાય લેખું, હામ દામ ઠામનું,
રાજ સાજ ગજ બાજ લોકમાં વધારી લાજ
તું તપાસ તોલ કરી, તત્વ તે તમામનું;
અતિ વિકરાળ કાળ, આણે જ્યારે અંતકાળ
ફુટે તું કપાળ પણ, કાંઇ નથી કામનું,
ચેતિ લે ચતુર નર, ચિન્તમાં જો ચેતિ શકે
સુખવાઇ શોધી લે, શરણ ઘનશ્યામનું.

# નાટક રચનાનું સંક્ષિપ્ત અવલોકન.

જાળંધર અને સતીવૃંદાનું' નામ ગુજરાતના હિંદુ સમાજમાં એટલું પરિચિત છે કે તે તે વિષે વિશેષ કહેવાની અગત્ય લાગતી નથી. કોઇક પુરાણમાં જાળંધર અને વૃંદાની કથા છે. ગુજરાતના કવિઓએ તેનાં પદ્યમય આખ્યાન રચ્યાં છે અનેકો તેને ભાવથી વાંચે છે અને લે સાંભળે છે. હરિદાસો તે આખ્યાનનું પોતાની રસિક વાણીથી પ્રવચન કરે છે અને તેમાંથી સતીત્વનો મહિમા સમજાવે છે. એમ છતાં એ વાર્તાથી લોકો પરિતૃપ્ત ન થયા હોય તેમ જ્યારે તેનું નાટક રચાયું ત્યારે લોકો તેની વાહવાહ બોલવા લાગ્યા અને વારંવાર જોવાને અધીરા થવા લાગ્યા.

સામાન્ય લોકરૂચિ ઉપર આજકાલ બહુ વિશ્વાસ રખાય તેમ નથી, કેમકે ઘણી વખત વિદ્વાનોએ વખાણેલાં પુસ્તકો પડી રહે છે અને તેમણે વખોડેલાં પુસ્તકોની આવૃત્તિ ઉપર આવૃત્તિઓ નીકળતી જોવામાં આવે છે. એમ છતાં મુંબાઇની પ્રજામાં નાટક વખણાય એ કાંઇ સામાન્ય વાત નથી ! સુરતની **"સુંદર વિલાસ નાટક કંપની"** એ આ નાટક ગુજરાત-કરાંચી હૈદરાબાદ ઉપરાંત મુંબાઇમાં ભજવી બતાવ્યું છે, અને તેમાં પ્રશંસા મેળવી છે એ વિષે તે વખતના **'ગુજરાતી'** પત્રમાં તથા **'સાંજ વર્તમાન'** આદિ પત્રોમાં વિસ્તારથી અવલોકન આવ્યું છે અને તેઓ જણાવે છે કે મુંબાઇની પ્રસિદ્ધ નાટક કંપનીઓ સાથે હરિફાઇ કરવામાં આ કંપનીએ **'જાળંધર અને સતીવૃંદા'** નાટક ભજવીને સારો યશ મેળવ્યો છે.

'ગુજરાતી' પત્રમાંનો તથા સાંજ વર્તમાનનો અભિપ્રાય મેં વાંચ્યો છે અને તે પત્રોએ નાટકનું વસ્તુ, પાત્રો, સીનસીનરી, અને પાત્રોના અભિનય સંબંધી છૂટથી પોતાના ઉત્તમ અભિપ્રાયો દર્શાવ્યા છે. પત્રકારો સામાન્ય જનતા કરતાં વિશેષ કેળવાયલા અને રસજ્ઞ હોવાનું આપણે માની લેવું પડે છે. અને તેથી તેમના અભિપ્રાય ઉપરથી નાટકની યોગ્યતા આંકવામાં સાધારણ લોકો ભાગ્યેજ પોતાને ભુલાવો ખાનારા માનતા હશે. એમ છતાં સીનસીનરી અને પાત્રોના અભિનયને બાદ કરતાં નાટકનું ચોખ્ખું સ્વરૂપ કેવું રહે છે અને તે બદલ તેના કર્તાને આપણે વખાણી કે વખોડી શકીએ છીએ તે જોવાની જરૂર છે,

**"આ નાટકના કર્તા ગુજરાતના સારા કવિઓમાં ગણાતા કવિશ્રી ભાઈશંકરજી ત્વઘારામ પંડિત છે"** તેઓ પેટલાદ પાસેના કાવિઠા (કૃષ્ણ પુર) ગામના વતની શ્રીગોડ બ્રાહ્મણ છે. શ્રીગોડ જ્ઞાતિમાંના ઘણાક ગૃહસ્થો પરંપરાથી સંસ્કૃત અને વૈદિક અભ્યાસમાં આગ્રહવાળા જોવામાં આવે છે તે પ્રમાણે કવિ ભાઇશંકરજીએ પણ તેવો અભ્યાસ કર્યો હોવો જોઇએ એમ તેમની કેટલીક કવિતાઓ મેં વાંચી છે તેથી જણાય છે. એમની પદ કવિતામાં શુદ્ધિ સારી છે તથા છંદો ભંગ અને પ્રાસશત્રુતા વગેરે આજકાલના નવીન કવિઓમાં જણાતા દોષો નથી.

નાટકો વાર્તાઓ અને કાવ્યગ્રંથો બહુધા એકજ આશયથી લખાય છે. અને મુખ્યત્વે કરીને "कान्तासम्मिततयोपदेशयुजे" હેતુ એ બધામાં સમાન હોય છે, પ્રજાનાં

હૃદય રસભાવ વડે દ્રવિભૂત કરીને તેમાં સુનીતિના ઉપદેશનું તત્વ રેડી દેવું એ તેનો આશય હોય છે. પણ દેશકાળ પરત્વે તેમાં કાંઇક ફેરફાર થઇને લોકોની મનોવૃત્તિને અમુક વલણ આપવાને એવા સાહિત્યનો ઉપયોગ પાશ્ચાત્યો કરવા લાગ્યા છે. આપણા લેખકો માંના ઘણા જણ આ વાત ઉપર ધ્યાન નથી આપતા એમ આજનાં નાટકો, વાર્તા અને કવિતાઓ જોતાં માલમ પડે છે; એટલુંજ નહિ, પણ ઘણાક લેખકો તો માત્ર ઘડીભર મનોરંજનને માટેજ એવું સાહિત્ય પ્રકટ કરતા જાણવામાં આવ્યા છે, નવરો માણસ કાળક્રમણને માટે સેતરંજ, બાજી કે બ્રિઝિક રમે કે મદારીના ખેલ જુએ, તેથી કાંઈ વાસ્તવિક ફળ મળતું નથી, તેમ કેવળ મનોરંજક કાવ્યો વાંચવાથી કે નાટકો જોવાથી પણ વાસ્તવિક ફળ મળતું નથી; માત્ર સમય અને પૈસાનો વ્યય થાય છે તથા કદાચ કોઇક ભુંડી લત પણ કાચા તરૂણોને વળગી પડે છે !

આવાં કાવ્યો. નાટકો અને વાર્તાઓ લખવાની શકિત સર્વ કોઈ સંપાદન કરી શકતા નથી. જેઓ નિસર્ગ કવિ છે તેમની વાત પડી મૂકીએ તો પણ એવી શકિત સંપાદન કરવાની તક સહુને મળી શકે માટે વિદ્વાનોએ સાહિત્યના વિભાગ પાડીને તે દરેકની રચના વિષે બહુ સૂક્ષ્મતાથી નિરીક્ષણ કરી તેના નિયમો ઠરાવ્યા છે. આ નિયમો તે મિમાંસા શાસ્ત્રના નિયમ વિધિ જેવા નથી, પણ મનુષ્ય સ્વભાવને તથા દેશકાળને અનુસરીને ઠરાવેલા હોય છે. અર્થાત્ દેશકાળમાં ફેરફાર થતાં એ નિયમોમાં પણ ફેરફાર થાય એ સ્વભાવિક છે. પૂર્વે સંસ્કૃત પ્રાકૃતિમાં નાટકો રચાતાં ત્યારે તેના નિયમો ભરતમુનિએ અને પાછળથી દશરૂપકના કર્ત્તાએ લખી રાખ્યા છે. ભરત મુનિકૃત નાટ્યશાસ્ત્ર જોવાથી તેમાં ગાયનો કેવાં જોઇએ તે વિષે પણ વિસ્તારથી લખ્યું છે. સામાન્ય રીતે જે છંદ, વૃત્ત, પદ, રાગ, રાગણી, ગરબી, ગરબા, ધોળ, વગેરે ગાનની જાતિઓ લોકોમાં પ્રચલિત છે, તેનાથી જૂદા પ્રકારનાંજ ગાયનો નાટકોમાં (ભજવાતાં નાટકોમાં) જોવામાં આવે છે, અને નાટક જોનારા તે ઉપર ફિદા થઇ જાય છે ! આવાં ગાયનો શી રીતે ઉત્પન્ન થયાં એ વિષયનું અહીં વિવેચન કરવાનો અવસર નથી, પણ એ ગાયનોને 'નાટકનાં ગાયનો'નું નામ મળી ચૂકયું છે, અને ભરતમુનિએ જેમ છંદ, વૃત્ત, રાગ, રાગણીથી સ્વતંત્રજ નાટકના ગાયનની રચના કરી બતાવી છે તેવીજ આ પણ કોઇક મનુષ્ય સ્વભાવમાંથી નીકળેલી વિશેષ રચના છે એમજ માનવું પડશે.

સામાન્યત: આજના સાહિત્યનું આમ ઉદ્દેશ માત્રે કરીને કથન કર્યા પછી કવિ શ્રી ભાઇશંકરજી વિરચિત પ્રસ્તુત નાટક વિષે બે શબ્દ કહેવા ઉચિત થશે. લોકો કલ્પિત વસ્તુથી જેટલા ખેંચાય છે તેના કરતાં પરિચિત વસ્તુથી વિશેષ ખેંચાય છે એવો અનુભવ કેટલાંક વર્ષથી નાટક કંપનીઓ ચલાવનાર બુદ્ધિમાન ચાલકોને થયો હોવો જોઇએ અને તેથી ભકતો અને પ્રસિદ્ધ પૌરાણિક કથાઓમાંથી વસ્તુ લેઇને તેમણે નાટકો રચાવવા માંડયાં. આમ થવાથી જે ધર્મશીલ વૃધ્ધ સ્ત્રી પુરૂષો નાટક તરફ અનાદર રાખતાં હતાં તેમનો પણ તે જોવામાં આદર થયો. લોકોનાં હૃદયને ઓળખીને વર્તવાની આ એક કળા છે. પૌરાણિક વસ્તુ લેવામાં કેટલાક અસંભવ જેવા દોષ આવે તથાપિ ધર્મ ભોળા લોકોની દ્રષ્ટિએ તે દોષ રસ પ્રવાહમાં તણાઈ જતો જોવામાં આવે છે.

આ નાટકનો જીવ વૃંદા પાત્રના સતીત્વમાં છે. પોતાના પતિપરની વૃંદાની અખંડ પ્રીતિ એજ તેનું સતીત્વ છે. તુલસી અને શાલગ્રામ શા માટે પૂજ્ય છે એ વાત સમજાવવાને પુરા-

ણોમાં વૃંદાનું ઉપાખ્યાન યોજાયું છે. વૃંદા પોતાના સતીત્વ વડે અદ્યાપિ જગતમાં સ્મરણીય અને પૂજ્ય રહી છે, પણ છળકપટ કરનાર વિષ્ણુને તો પાષાણ રૂપેજ રહેવું પડયું. મહાદેવના પરિસ્વેદમાંથી ઉત્પન્ન થયેલો જાળંધર પોતાની માતા પાર્વતી સામે કુદ્રષ્ટિ કરી બેઠો; પાર્વતીજીએ દયાભાવથી જો કે તેને તે વખતે શાપ ન આપ્યો તથાપિ માતાની ધર્ષણાનું ફળ તેના મૃત્યુમાં આવ્યું એ નાટક ઉપરથી ચોખ્ખું માલમ પડે છે. સ્વર્ગનું રાજ્ય છતાં, અને દેવના દેવ છતાં પણ ઇંદ્રે અભિમાનથી શ્રી શંકર પાસે ગર્વ વાકયો કહયાં તેના પરિણામે થોડાજ વખતમાં તેને દીન થઇને તેજ શ્રી શંકર પાસે રક્ષણ માગવા જવું પડયું ! ગર્વ અને અભિમાનનું શું પરિણામ આવે છે તે પણ નાટકકારે સુંદર રીતે બતાવ્યું છે. અતુલ બળ પામ્યા પછી પણ જે હરકોઇ વ્યકિતનો તિરસ્કાર કરે છે-પોતાના કર્ત્તાની અને જગતના નિયંતાની પણ જે અવગણના કરે છે-તે ગમે તેવા અકુંઠ બળથી રક્ષિત હોય તથાપિ તેનો નાશ થયા વિના રહેતો નથી એ વાત જાળંધરના પાત્રથી સમજાવી દીધી છે.

હવે રહયું વિષ્ણુંનું કપટ, શંકરનું ભોળપણ, અને નારદની વિગ્રહપ્રિયતા. પુરાણોમાંજ એવું વર્ણન છે એટલે એ વિષે નાટક કર્ત્તાને કાંઇ કહેવાનું નથી; એમ છતાં પુરાણોમાં જે એવું વર્ણન છે તે કાંઇ નિર્હેતુક નથી. પુરાણના વિષયને સુઘટિત કરી બતાવવો એ અલ્પ સમયનું કામ નથી, તથા અહીં તેનો વિસ્તાર કરવાથી 'અકાંડ મથન' થાય, એમ હોવાથી તે વાત જતી કરીએ છીએ.

આ નાટકમાં જાળંધર અને વૃંદા એ મુખ્ય પાત્રો છે. મુખ્ય પાત્રોનો અભ્યુદય કરવો, એ શુભ પરિણામી નાટકોનો હેતુ હોય છે; પણ મુખ્ય પાત્રોનો નાશ એ શોક પરિણામી નાટકો કહેવાય છે. પરંતુ નાટક રચનારની ચતુરાઇથી આ નાટકમાં મુખ્ય પાત્રોનો—નાયક નાયકાનો નાશ થયા છતાં પણ શ્રોતૃવર્ગ કરૂણરસમાં ડુબતો નથી, પણ સતીત્વની પ્રશંસારૂપ વિસ્મય ભાવમાં નિમગ્ન થઇ જાય છે એ એક વિશેષ છે.

છેવટે ગ્રંથકારે જાળંધર એટલે પંચ પ્રાણ રૂપી જાળને ધારણ કરનાર અને વૃંદા એટલે તેની વૃત્તિ છે ઇત્યાદિ અધ્યાત્મ ઉપદેશ કર્યો છે તે પણ સારો છે. ગ્રંથની અને ગાયનોની ભાષા શુધ્ધ છે. અમર્યાદિત શૃંગાર કોઇ જગોએ નથી. વ્યભિચાર ન કરવો એવો ઉપદેશ અસરકારક શબ્દોમાં કર્યો છે, છતાં અશ્લીલતા તેમાં બિલકુલ નથી. ભૂધરૂં અને ચંચળનો રમુજી પ્રસંગ શ્રોતાઓને આનંદ આપે એવો છે, અને પ્રાસંગિક વસ્તુ તરિકે નાટકમાં તેની ગણના થવાને જાળંધરના નર્મસચિવ તરિકે કવિએ તેની યોજના પણ કરી દીધી છે તથાપિ નાટકની મુખ્ય વસ્તુની આવશ્યક કડી તરિકે તેની ગુંથણી કરી હોતતો વધારે સારૂં. પ્રાચીન નાટકકારો જે પ્રસંગને રંગભૂમિપર લાવવા ન માગતા હોય, પણ નાટકના ઇતિવૃત્તિનો સંબંધ અખંડ રાખવાની જરૂર હોય, તેવે પ્રસંગે વિષ્કંભક રૂપે થોડાંક સામાન્ય પાત્રોનો સંવાદ ગોઠવી આ કાર્ય પૂરૂં કરતા હતા. પ્રાચીનકાળના નાટકકારો સંગ્રામ, મનુષ્યવધ, અને એવાજ બીજા ભયંકર તથા અસંભાવ્ય બનાવોને રંગભૂમિ ઉપર બતાવતા નહિ અને તેથીજ તે વખતના વિદ્વાનોએ એવા બનાવો રંગભૂમિ ઉપર ન બતાવવા એવો નિયમ પણ કર્યો છે, પરંતુ આજના વિદ્યાકળાના વધારાના કાળમાં સમુદ્રમાં ડુબતાં જહાજ, અગ્નિમાં બળી જતાં મકાનો અને મનુષ્યો, ફાંસી અને શિરચ્છેદના દેખાવ, તિલેસ્માતિક દેખાવો, ઉડતાં વિમાનો, આકાશ ગમન, ઇત્યાદિ પ્રત્યક્ષ રંગભૂમિપર બતાવી પ્રેક્ષકોને ચકિત કરવામાં

આવે છે. અને આ રીતે નાટકના વસ્તુગ્રથનમાં જે રસ ભાવની ખામી હોય તે પ્રેક્ષકોને અદ્ભુત રસમાં ડૂબાડી ઢાંકી દેવામાં આવે છે.

જગતમાં કોઇ વસ્તુ એકાંતતઃ નિર્ગુણ નથી કે નિર્દોષ પણ નથી, એ ન્યાયથી આ નાટકમાંના ગુણોની સાથે તેના દોષોનું ઉદ્ઘાટન પણ કરવું જોઇએ. મારા અભિપ્રાય પ્રમાણે આ નાટકમાં ખાસ એવા કોઇ દોષો નથી કે જે વર્તમાનકાળનાં નાટકોમાં ન હોય. પણ પાછળ કહ્યું તેમ ભજવવાના હેતુથી લખાયલાં નાટકો રંગભૂમિને અનુકૂળ કરવા માટે તથા લોકરુચિને ફેરવવા નહિ પણ અનુસરવા માટેજ બહુધા લખાતાં હોવાથી નાટકની છપાયલી ચોપડી જોઇને તેને દોષ આપવા એ સાહસ છે. કેમકે નાટક એ અભિનયનું શાસ્ત્રોક્ત ઉદાહરણ છે. અથવા અભિનય એજ નાટકનું મોટામાં મોટું સાધન છે. એ અભિનય સર્વથા ચોપડીમાં લખી શકાતા નથી; પણ સારૂં શિક્ષણ પામેલા ઉત્તમનટો જ્યારે રંગભૂમિપર અભિનય સાથે નાટકનાં વાક્યો ઉચ્ચારે છે ત્યારેજ નાટકના લેખની ખરી ખૂબી સમજાય છે. થોડી પળ પહેલાં જે નાટકનું ગાયન વાંચવા માત્રથી તાળ માત્રાના નિબંધન વિનાનું અને અર્થ ગાંભીર્ય શૂન્ય તુચ્છ લાગતું હતું તેજ ગાયન નેત્ર, ભ્રકુટિ અને હાથ આદિના અભિનય સાથે નટીનાં કોમળ કંઠમાંથી કાને પડતાં વાર પ્રેક્ષકો મોં ફાડી—આંખો પસારી-સાંભળી રહે છે અને પછી વાહવાહ બોલીને માથું હલાવે છે! જુવાનિયા 'વન્સમોર'ની બુમો હોકે છે!

તાત્પર્ય, ભજવવા માટે લખાયલાં નાટકના દોષો માત્ર પુસ્તક વાંચીને કહેવા એ લગાર ઉતાવળું પગલું મને લાગે છે. એમ છતાં આવાં નાટક પસંદ કરનાર અને કરાવનાર-લખનાર અને લખાવનારને હું વિનીત ભાવે સૂચના કરૂં છું કે નાટકની રંગભૂમિ ઉપર આપણા પૂજ્યદેવોને, માન્ય મહર્ષિઓને અને પવિત્ર યજ્ઞક્રિયાઓને બતાવી સનાતન ધર્મની વિડંબના કરવાથી દૂર રહેવાય તો સારૂં. એક બાજુથી બુદ્ધિવાદના વધારા સાથે પુરાણ ગ્રંથોને કલ્પિત અને અશ્રદ્ધેય માનવામાં આવે છે અને નીંદામણની સાથે ધર્મના છોડ ઉપડી જાય તેની પણ દરકાર કરવામાં આવતી નથી; ત્યારે બીજી બાજુથી વિષ્ણુને કપટી, મહાદેવને ભોળા, અને દેવોને કામ-ક્રોધ-લોભ-ભયાદિના ગુલામ ચીતરી પ્રજાના મનમાંથી તેને દેવોનું મહાત્મ ઓછું કરવાના પ્રયત્ન જાણે અજાણે પણ થાય એ ઓછું શોચનીય છે! પહેલાંના કાળમાં નાટકને ઠામે ગામેગામ ભવાઇયાનાં ટોળાં ફરતાં અને ભવાઇ કરતા; તેઓને કોઇના ઉપર રીસ હોય ત્યારે તેની ફજેતી કરવાને તેઓ તે માણસનો વેષ ભજવતા! આપણા છોકરા આજ પોતાના માબાપ તુલ્ય દેવોનો વેષ ભજવે છે!

આજનાં ઘણાં ખરાં નાટકોનો આ સામાન્ય દોષ છે, એટલે પ્રસ્તુત નાટકકારને એ કાંઇ વિશે વિશેષ કહેવા જેવું નથી—આ માત્ર સામાન્ય સૂચના છે.

આ નાટકના રચનાર સાથે મારે પ્રત્યક્ષ પરિચય કે સંબંધ નથી; માત્ર તેમના કવિતા ગ્રંથો ને માસિકોમાંના લખાણો વગેરે મારા જોવામાં આવેલાં તે ઉપરથી તેમને હું જાણું છું. વિશેષમાં એમ પણ જાણું છું કે કવિ શ્રી ભાઇશંકરજી મુંબાઇમાં **"આર્યધર્મતત્વ બોધિની," "સનાતન ધર્મોપદેશક મંડળ," 'ધન્વંતરિ પરિષદ, "વ્યાસસભા"** અને "મુંબાઇ **વૈદ્યસભા"** વગેરેમાં મંત્રી તરિકે કામ કરે છે. તેમજ **'હોલિકા સંમેલન કમિટી'** અને **યુનિવર્સલ હેલ્પીંગ** સોસાઇટી આદિ સુધારક સસ્થાઓના ઉપદેશક છે, તેમનાં ધર્મ સંબંધી ઘણાંક ભાષણો મુંબાઇનાં દૈનિકપત્રોમાં પ્રકટ થયેલાં છે. તેમના જેવા વિદ્વાને લખેલા નાટકમાં

દિવ્યપાત્રો રંગભૂમિ ઉપર પ્રત્યક્ષ લાવવામાં આવે તે શા માટે અને ઠીક નથી જણાતું તે આથી સમજાશે.

અસ્તુ. તેમણે આ નાટક સિવાય (૧) આયુર્વેદાદિત્ય. (૨) ઈલિમ જંગ બહાદુર. (૩) વિકટોરિયા વિરહ વિલાપ. (૪) સોલંકી વંશની ગોધરા શાખાનો ઇતિહાસ. (૫) પ્રહલાદ વિજય નાટક. (૬) કૌરવ પાંડવ નાટક ભાગ-૧ લો અને (૭) કૌરવ પાંડવ નાટક ભાગ-૨ જો. ઈત્યાદિ પુસ્તકો લખેલા છે. એમાંથી છેલ્લાં ત્રણ નાટકો રંગભૂમિપર વખણાયાનું જણાવામાં છે. પ્રહલાદ વિજય નાટક મારા જોવામાં આવ્યું છે. એ પુસ્તક વાચન તરિકે પણ ઘણું સારૂં છે. ઓ૦ રા. બ. રમણભાઇ મહિપતરામ નીલકંઠ વગેરે પ્રસિદ્ધ વિદ્વાનો અને એડવોકેટ ઓફ ઇન્ડિયા વગેરે વજનદાર પત્રો પણ તેનાં વખાણ કરે છે, તે ઉપરથી કવિશ્રી ભાઇશંકરજી વર્તમાનકાળને અનુકૂળ નાટક લખવામાં પણ કુશળ છે એમ સાબીત થાય છે. એમનાં ઉપર ગણાવેલાં પુસ્તકો પૈકી પહેલું ને ચોથું મેં વાંચ્યાં છે. સોલંકી વંશની ગોધરા શાખાનો ઇતિહાસ એમણે ઘણો શોધ કરીને લખ્યો છે તથા તેથી ગુજરાતના ઇતિહાસપર સારો પ્રકાશ પડે છે. આ પુસ્તક મને ઘણું સારી રીતે લખાયલું લાગવાથી ગયા વર્ષના 'કેળવણી' માસિકમાં તેનું સંક્ષિપ્ત અવલોકન મેં પ્રસિદ્ધ કરાવ્યું છે.

સુરતની સુંદર વિલાસ નાટક કંપનીએ આવા એક સારા વિદ્વાનને શોધી કાઢી તેમની પાસે નાટકો લખાવવામાં ડાહાપણજ વાપર્યું છે, તથા તે બદલ તેમને ધન્યવાદ ઘટે છે.

પ્રસ્તુત પુસ્તક ઉત્તર વિભાગના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર જલાલુદ્દીન સૈયદમીયાં કાદરી બી. એ; આઇ. ઇ. એસ. અમદાવાદ, એમને અર્પણ કર્યું છે. કાદરી સાહેબ ગુજરાતી ભાષાના રસજ્ઞ અને વિદ્વાન ગૃહસ્થ છે માટે તેમને આ નાટકનું પુસ્તક અર્પણ કરવામાં લેખક કવિએ યોગ્યજ કર્યું છે. છેવટે નાટકના લેખક કવિશ્રીને, તથા સુંદર વિલાસ નાટકના કાર્યવાહકોને ધન્યવાદ આપી આ સંક્ષિપ્ત અવલોકન સમાપ્ત કરૂં છું.

વડોદરા.
તા૦-૮-૩-૧૧ } **છોટાલાલ નરભેરામ ભટ્ટ.**

---

# પ્રસ્તાવના.

હિંદુસ્થાન પાસે આવાં હજારો નાટક ઉપજાવી શકાય એવો જે શાસ્ત્ર-પુરાણોત્તમ અખુટ ગ્રંથસમૃધ્ધિનો અમોલો ભંડાર ભરેલો છે; તે તરફ દૃષ્ટિ કરતાં **સર વિલ્યમ જોન્સ** જેવો વિદેશીવિદ્વાન પણ મુક્તકંઠે એમ તો કબુલ કરે છેજ કે:—"Wherever we direct our attention to Hindu literature, the notion of infinity presents itself; and surely the longest life would not suffice for a single perusal of works that rise and swell protabirant like the Himalayas, above the bulkiest compositions of every land beyond the confines of India," જ્યાં જ્યાં હિંદુશાસ્ત્ર તરફ આપણું ધ્યાન લગાડીએ છીએ, ત્યાં ત્યાં અનાદિપણાનો વિચાર આપણી આગળ ખડો થાય છે; અને તે હિંદુશાસ્ત્રના ગ્રંથો, હિંદુસ્થાનની હદ બહારની દરેક ભૂમિના મોટામાં મોટા ગ્રંથોના કરતાં પણ હિમાલયની માફક ઉંચા ચઢીને વૃદ્ધિને પામેલા છે, તેવા ગ્રંથોને એક વખતપણ વાંચવાને લાંબામાં લાંબી જીંદગી પણ બસ થશે નહિ." ત્યારે તેના પોતાના ઉત્પત્તિ સ્થાનમાં, બીજો પ્રથમથીજ પોતાના ધર્મવિશ્વાસને વિચલિત અને પછી ઉન્મૂલિત કરી ચુકેલો, નવીન સભ્યતાને પાગોટે બાઝી, અનિર્દિષ્ટ ભવિષ્યનાં સ્વપનાં જોતો એક એવો વર્ગ હયાતી ભોગવે છે કે જે:—"Would rather believe, that the whole sanskrit language; and the whole of sanskrit literature–was a forgery of * * the Brahmans." "આખી સંસ્કૃત ભાષા અને તમામ સંસ્કૃતશાસ્ત્રો, એ બ્રાહ્મણોની બનાવટ છે." એમ બોલવા સુધીની લજ્જાસ્પદ સ્થિતિએ પહોંચી ગયા છતાં પણ પોતાને કૃતકૃત્ય માને છે. આવી વિષમ પરિસ્થિતિમાં ડુબતા ગુજરાતને ઉદ્ધારવા અર્થે, આ અને બીજાં ત્રણ મળી ચાર ધાર્મિક નાટકો સુરતની સુપ્રસિદ્ધ સુંદર વિલાસ નાટક કંપની દ્વારા પ્રયોગમાં મુકાવરાવી જોવાની મેં પ્રથમ કોશેશ કરી, અને તેમાં પ્રોફેસર વેબરના મતાનું સાર:—"The literature of India passes generally for the most ancient literatures of which we possess written records, and justly so." (History of Indian literature P. 2 by Pro. A Weber.) ઘણું કરીને જે શાસ્ત્રોની લેખી માહિતી આપણને મળી છે તે સર્વમાં હિંદુસ્થાનનાં શાસ્ત્રો જુનામાં જુનાં છે, અને તે ધારણા કેવળ વાજબી છે." એમ ઠસાવવા ઇચ્છયું. ઉપરાંત **પ્રો૦ મેક્ષમુલરના** શબ્દોમાંજ બોલીએ તો:—"The Aryans of India, the framers of the most wonderful language the Sanskrit, the fellow-workrs in the construction of our fundamental concepts, the markers of the most transparent of my-thologies, the inventors of the most subtle philosophy and the givers of the most elaborate laws." (What can India teach us P. 15 by. Max Muller) હિંદુસ્થાનના આર્યલોકો જેઓ, ઘણીજ ચમત્કારી સંસ્કૃતભાષાના બનાવનારા, આપણા પ્રાથમિક વિચારોની રચના ગોઠવનારા, કુદરતિમાં કુદરતિ ધર્મના સ્થાપન કરનારા, ઘણીજ સ્પષ્ટ દેખાતી દંતકથાના બનાવનારા, ઘણીજ વિચિક્ષણ ફિલ-

સૃષ્ટીના ઉત્પન્ન કરનારા, અને ઘણીજ મેહેનતથી તૈયાર કરેલા કાયદાઓના બનાવનારા હતા" એમ પણ સ્પષ્ટ બતાવવા ચાહ્યું હતું. તેમાં કેટલે અંશે હું ફલિત થયો છું તે મુંબઇના "**એડવોકેટ ઓફ ઇન્ડિયા**" પત્રના યૂરોપિઅન વિદ્વાન તંત્રી એ:—"*Advocate* of *India*":—The "Surat Shri Sunder Vilas Dramatic Company prescribing the dramas to night at the Empire Theatre- 'This Dramatic Company although quite new to Bombay yet in point of scenery, dresses, as well as varions roles cleverly and ably performed by the respective actors are second to none in the city.' Tonight's play are the dramas full of wisdom taken from the Hindu mythology, and those who will have the pleasure of witnessing the performance, will have nothing but "Praise" for the picee so well conceived. We Commend the company to the notice of the theatre-going public." આ પોતાના સ્વતંત્ર અભિપ્રાયમાં બહું સુંદર રીતે વ્યક્ત કર્યું છે; છતાં તેટલાથી સંતુષ્ટ નહિ થનારા વાંચકવર્ગ માટે, મારી પ્રાર્થનાનો સ્વીકાર કરી **ગુજરાતના વયોવૃધ્ધ સાક્ષરરત્ન શ્રીયુત છોટાલાલ નરભેરામ ભટ્ટે** પોતાની સ્વભાવસિદ્ધ મનોહર ભાષામાં આ નાટકનું સંક્ષિપ્ત અવલોકન કે જે આ પછીનાં પૃષ્ટોમાં પ્રગટ કરવામાં આવ્યું છે, તે લખી મોકલવાની જે અનુપમ ઉદારતા પ્રદર્શિત કીધી છે; તે બદલ તેઓ શ્રીનો હું અત્યંત ઉપકારી છું. સાથે સાથે મુંબઇથી નિયમિત પ્રગટ થઇ બ્હોળો પ્રચારે વખણાયલા **'નવરંગ'** માસીક પત્રના વિદ્વાન તંત્રી **મી૦ અરદેશર ખરશેદજી દેશાઇનો** પણ હું એટલોજ એહસાનમંદ છું, કે જેમણે આ નાટકને કટકે કટકે પોતાના પ્રસિદ્ધ માસીકના ગઇ સાલના અંકોમાં પૂર્ણસ્વરૂપે પ્રગટ કરી દાનાગ્રાહકોમાં તે માટેની લાગણી અને માગણીની અપૂર્વ જીજ્ઞાસા ઉત્પન્ન કરી આપી છે. છેવટે પરમેશ્વરનો ઉપકાર માનવો ઉચિત સમજું છું કે એ સર્વેશ્વરની કૃપાથીજ ગ્રંથાર્પણ ને યોગ્ય મને એવા એક મહાપુરૂષ પ્રાપ્ત થયા છે કે જેઓ હાલ ગુજરાતને માથે મંડાયલા ગવરમેંટ વિદ્યાપ્રચારના સર્વોપરિ સિંહાસનપર વિરાજમાન થઇ તેને પોતાના સર્વસ્વભાવે કીર્તિ અને સમોજ્જવલતા એક સરખી રીતે અર્પણ કરી રહ્યા છે. इतिशम्

પંડિતનિવાસ<br>
કાવિઠા-(પો. આણંદ)<br>
તા૦ ૧૦-૩-૨૧.

**કવિ ભાઇશંકરજી વિદ્યારામ પંડિત.**

પુરાણપ્રસિદ્ધ.

# જાળંધર અને સતીવૃંદા.

(ત્રીઅંકી નાટક.)

## પ્રારંભ.

સ્થળ–રંગભુમી.

નાન્દિ.

**સુત્રધાર નટી અને બાળકીઓ** } જય પ્રાણદાતા!! હે વિધાતા!! સગુણ સ્વામી.......!!

શાતા સદન સુખધામ છો, વ્હાલા વિશ્વના વિશરામ છો;

પ્યારા!! ત્હારા, પ્રિયધારા!!
ઉર અભરણ ભર મનહર વર!
ગૌર ગુણવાન આર્યદેશ ઘો! ગજાવી,
શુર! સ્વધર્મ. સ્નેહ! સંપ ઘો! સજાવી;
નીતિ પ્રીતિ! નિત્ય નિયમ હૃદયમાં રસાવી,
ત્રાસના અમાપ તાપ! તનથી દયો તજાવી.
ચર–ખેચરમાં છાઇ છાયા ત્હારી ભકિતમાં શકિત ભારે
સભર સમાયો તું સ્વરગ ભુમીપર
શીશુ શરણુ સહુ ઉચ્ચરતા ગુણગાન, ધરી ત્હારૂં ધ્યાન–જય૦

**નટી**—(પ્રવેશી પ્રફુલ્લિત વદને) સ્વામીનાથ!! સુજ્ઞ પ્રેક્ષકો સમક્ષ આજે કયો પ્રયોગ ભજવવા ધાર્યો છે?

**સુત્રધાર**—પ્રિયે! કૃષ્ણપુર નિવાશી વિદ્યારામાત્મજ કવિ ભાઇશંકરજી પંડિત રચિત, હીંદુ ધર્મમાં પુજ્યપણે પ્રકાશીત થએલી તુળશીમાતાની ઉત્પતિ બતાવવાનો ને જોરાવર જાળંધરની જુકિત જણાવવાનો.

**નટી**—(આશ્ચર્ય ચકીત દગે) શું વનસ્પતીમાં વિખ્યાતી પામેલી તુલશી, પુર્વ જન્મે કોઇની પત્ની હતી? કોઇ અમુક સ્થળની વત્ની હતી? જરા સમજાવશો?

**સુત્રધાર**—હાં. શ્રવણકર. શાસ્ત્રસાક્ષીથી સમજાય છે કે તે પુર્વે મથુરાપતી કૌથકરાજાની કન્યા હતી; નામ ધર્યું હતું વૃંદાસતી; પામી બ્રહ્માના વરને; પરણી હતી જાળંધરને.

**નટી**—(ત્વરીત ડોલનથી) હેં!....જાળંધર કોણ?

**સુત્રધાર**—(ગંભીર ચ્હેરે) પશુપતિના પરસેવાથી સમુદ્રવડે સેવાઇ પ્રગટ થયેલો પ્રચંડ જોધ્ધો, કે જેણે દેવ દાનવોને ને માનવોને વશ કરી જે ઉદય અસ્તની ઉછળતી છાવામાં રમ્યો અને વિરમ્યો.

**નટી**—વાહ આરંભતો બહુજ આનંદદાયક છે.

**સુત્રધાર**—(સ્વસ્થપણે નટીની હડપચી પકડતો) પરિણામ પણ તેવુંજ પોષક છે. શિયળવ્રતધારી સતીવૃંદા મનોહર માધુર્યતા ફેંકતી, સૌંદર્ય આરસીમાં સ્ત્રીઓના ધર્મને સાચવી રાખે છે, પણ પરિબ્રહ્મ તેને પ્રપંચજાળમાં પાડી, અસહ્ય આળમાં આણી, કહેણીરૂપે કરણી તેવી પાર ઉતરણી કરી બતાવે છે, શાપ દેછે અને સહે છે, છેવટે ધીરત્વ ધરાય છે, દુષ્ટો મરાય છે, ને અર્થ સરાય છે.

**નટી**—(આનંદ મસ્ત સ્થીતિમાં) આ વિકારના વિદારનાર, સ્વધર્મને ધરાવનાર, રંગ છે પ્રસંગને. સલાહ અને સહાયતા સુખેથી આપીશ.

**સુત્રધાર**—(નમન કરતો) સ્નેહે સ્વિકારીશ. સાથે ચાલો અને આનંદમાં મ્હાલો. (જાય છે.)

**બે બાળકીઓ**—(જતા સુત્રધાર તથા નટી તરફ કટાક્ષ ફેંકતી વસ્તું નિર્દેશ કરે છે.)

**ગાયન ૨ જું.**

વાહવા વૈકુંઠના વાસી, વા'લા વિશ્વાધાર;
ત્હારી ચતુરાઇ ન્યારી, ન્યારી બલિહાર–વાહવા૦

કંઇક કળા જોડી......મધવાનું માન મોડી:
જાળંધર જાળમાં, ફસાવી કર્યો ઠાર–વાહવા૦

---

## પ્રવેશ ૧ લો.

---

**સ્થળ—ઇંદ્રભુવન.**

**પાત્ર**—ઇંદ્ર, છડીદારો, હજુરી, દેવો, અપ્સરાઓ ને નારદજી વગેરે.

**દેવ. ૧ લો**—જય જય સુરેશ!! જય સ્વર્ગ પતી,

**દેવ ૨ જો**—કરૂણા સાગર!! જય સચી પતી;

**દેવ ૩ જો**—શરણાંગત પાલક શુભ મતી,

**દેવ ૪ થો**—સુખ સાધન સંપત અતી અતી,

**દેવ ૫ મો**—વિશાળ લલાટે તિલક કર્યું જ્યમ નભમાં મેઘધનુષ્ય ધર્યું.

**દેવ ૧ લો**—લોચનમાં રમતાં એ ખંજન, તે સહુંનાં મન કરતાં રંજન.

**દેવ ૨ જો**—કર્ણોમાં કુંડળ ઝગઝગતાં, જ્યમ ચંદ્ર રવી ત્યમ ચગચગતાં,

**દેવ ૩ જો**—મુખમાં જ્યમ બત્રીસ દંતકળી, ત્યમ બત્રીસ લક્ષણ સર્વ મળી.

**અપ્સરા ૧ લી**—ઇંદ્ર મહારાજ તે મહારાજજ છે. હું તો-(લટકા સહીત)

એક દિવસ ગઇ બ્રહ્મા પાસે, ખુબ નૃત્ય કર્યું મેં ઉલ્લાસે;
પત્થરપર પાણી પરમાણે, ગુણવાન કદર ગુણુની જાણે.

**અપ્સરા ૨ જી**—હા! બેન મારે પણ એમજ બન્યું હતું. હું પણ—

ગઇ વિષ્ણુ પાસે હરખભરી, પણ નર્તનમાં સમજ્યા ન જરી;
ગોપીનાં વસ્ત્ર હરી જાણે, ગુણવાન કદર ગુણીની જાણે.

**અપ્સરા ૩ જી**—(લટકો કરતી) સાંભળ્યું કે સખી, મારે શું થયું હતું તે?—

હું શંકર પાસે ગઇ મળવા, ભોળા જાણી મન વશ કરવા,
એ અંગ ભસ્મ ઘસી જાણે, ગુણવાન કદર ગુણીની જાણે.

**ઇંદ્ર**—(ઉગ્રસ્વરૂપે ધ્રુરકતો) મહાનુભાવો!! મને કંઈ ચેન પડતું નથી. હું ઘણી મુદત થયાં રણ-સંગ્રામમાં જુઝયો નથી, તેથી મારા બને બાહુઓ ફરકી રહ્યા છે, રે ચળવળી રહયા છે. શરીરમાં લોહી ઉછળી રહ્યું છે. ધનુષ્યની આંટણો હાથ ઉપરથી ઘસાઇ જવા લાગી છે. કાન ધનુષ્ય ટંકાર સાંભળવા સળવળી રહયા છે. ને આ બે નેત્રો શત્રુઓનો પરાજય જોવા ટમ ટમી રહયાં છે. માટે કહો હવે મારે કોની સાથે હાથે હાથ મેળવવો.

**સર્વે**—(સ્વગત અરસપરસ ચિંતાતુર ચ્હેરે) આ તો સુરપતીની બુદ્ધિ બગડી હોય એમ જણાય છે.

**દેવ ૧ લો.**—(ઇંદ્ર પ્રતિ લંબાઇ) દેવેશ!! આવો વિચાર આપને કયાંથી સુઝયો? મહારાજ!! મદ, એ મનુષ્યના મોતનું પરિણામ છે. ધન વઇભવ ધતીંગ કરવા માટે નથી, પણ દીનનું પોષણ કરવા માટે છે. મન, મમત કરવા માટે મળ્યું નથી, પણ ઇશ્વરી કુદરતને ઓળખવા માટે છે. તેમ બળ, પણ નાહક હિંસા કરવા કાજે નથી પણ ધર્મ અને ગૌ બ્રામણોનું દુઃખ હરવા માટે છે.

**દેવ ૨ જો.**—દેવેંદ્ર!! એ વાત ખરી છે. રણ સંગ્રામ એ તો રાક્ષસી ક્રીડા છે. વિના કારણે હજારો પ્રાણીના જીવ લેવા, મલીન લોહીથી પવિત્ર પૃથ્વીને ભ્રષ્ટ કરવી, તમામ દુનિયાને ખળભળાવવી, અને સુખના જીવોને દુઃખમાં નાંખવા એ શું સારૂં કહેવાય?

**ઇંદ્ર**—(પ્રબળ આવેશગરસ્ત) હા તેજ સારૂં કહેવાય. બસ તમારી નામર્દાઇભરી શીખામણ બંધ રાખો. વપરાતી તરવારજ વિપત્તિ વિદારે. કસાયલું લશ્કરજ વિજય મેળવે,ઘસાયલું શરીરજ ઘાટીલું થાય, ને અનુભવી યોધ્ધોજ બાણ સાંધી શકે. જો યુદ્ધનો મહાવરો ન રાખીએ તો પડતર જમીનની માફક શરીર ઉપર ભય ને આળસનાં ભોથાં ઉગી બળ નીર્ગત થઇ જાય.

નારદ—(તુંબરૂંવાતા પ્રવેશી) **ગાયન ૩ જું.**

ભોલુ વચન કંઇ, ફરકાવું લોચન કંઇ.
સાંધી સાંધો લોહે ભેળું કંચન કંઇ-ભોલું૦
વ્હાલાં વઢી દુર ભમે, એવું મને ગમે.
કપટ લપટ કરૂં ખટપટ અટપટ જગમાં તમામ.
મારૂં નારદ નામ,...કરૂં કપટી કામ-ભોલું૦

**ઇંદ્ર**—(પ્રણામ કરી) અહોહો: મહર્ષી નારદ દેવ!! આપ અત્રે ઠીક અવસરે આવી પહોંચ્યા. આપ સ્વર્ગ મૃત્યું અને પાતાળમાં સંચરો છો, તો કહો કે હવે મારે કોની સાથે યુધ્ધ કરવું? મારી સાથે બાથ ભીડી શકે એવો બ્રહ્માની સૃષ્ટીમાં તમે કોઇને જોયો છે?

**નારદ**—(સ્વગત) માણસ જ્યારે મદમાં આવી પોતાનું ભાન ખોઇ નાંખે છે, ત્યારે તે સાચાને ખોટું ને સીધાને અવળુંજ સમજે છે, આની પણ એજ દશા છે. ત્યારે મારે શું? હું તો એવું શોધતોજ ફરૂં છું. આ તો મારૂં કામજ છે.-

ધુંધવાતામાં ફુંક મારવી, એ તો મારૂં કામજ છે.
ઘી હોમીને ભડકો કરવો, એ પણ મારૂ કામજ છે.
અહંકારીને હલકો કરવો, એ પણ મારૂં કામજ છે.
દુનિયાને ઉપદેશ આપવો, એ પણ મારૂં કામજ છે.

(પ્રકાશ) દેવેન્દ્ર, મને તો આપની ઇચ્છા પુર્ણ કરે એવા શંકર વિના બીજા કોઇ જણાતા નથી. માટે તેમને જઇને કહો કે મને યોધ્ધો આપો કે યુદ્ધ કરવા તૈયાર થાવ. (સ્વગત) એટલે બરાબર સ્વાદ ચાખશે.

**દેવ ૧ લો.**—મહારાજ!! એ મુનીરાજ કહે છે પણ તમે શંકર સાથે લઢવામાં સાર નહિ કાઢો. એ તો મહા ઉગ્ર સ્વભાવના છે:

**દેવ ૨ જો.**—હા. અરે તેતો સાક્ષાત અગ્નિ સ્વરૂપ છે, અગ્નિ સ્વરૂપ.

**સર્વે દેવો**— **ગાયન ૪ થું.**

અભિમાને બની અંધ, મમત મહારાજ ન કરીએ
શુળનો કરી સંબંધ, પિયુષને શીદ પરહરીએ?-અભીમાને૦

..................................

ઇંદ્ર—દીલ શું ડરો? નિડરો રણક્ષેત્રથી, મુખ ઉપર ધરી વિકળતા
પગલાં પાછાં કેમ ભરીએ (૨)—અભિમાને૦

# પ્રવેશ ૨ જો.

**સ્થળ-ભૃંગીનું ઘર.**

**પાત્રઃ-છોકરાઓ ડોસો ને પાછળથી ભૃંગી વગેરે.**

**છોકરાઓ ને ડોસો—** **ગાયન ૫ મું.**

આવો આવો ખેલ ખેલો આનંદ ઉકેલો
પકડી જકડી નાચો કુદો રંગે રે રેલાવો,
અરે ! વાહ તમારી સુરત !!
અરે ! વાહ તમારી સુરત !!
સુરત કેવી ? સુરત કેવી ?
કાકા કૌવા જેવી.
શું કાકો કૌવો ? ઘરડો કૌવો ? મ્હારી સુરત એવી ?
તો કેવી ?
જુવાન કૌવો ! સુંદર કૌવો ! મારી સુરત એવી, ?
વાહ બરાબર એવી ! હા બરાબર એવી ! કાળા કૌવા
જેવી—આવો૦
છે શું રૂડું નાક નમેલું, એ પરનાળું જાણે પેલું;
જા જા, નાક નમેલું છે પોપટનું, સહુ જન તેમાં પાળે,
વાહ પોપટજી !!
નાક નમેલું ગરૂડનું તો, વિષ્ણું તે પર મ્હાલે;
વાહ ગરૂડજી !!
વાહ પોપટજી !! વાહ ગરુડજી !! (૨)—આવો૦

**ભૃંગી—**(છોકરાઓના ઘોંઘાટથી આંખો ચોળતો)—અહાહા ! દિવસતો બહુ ચઢી ગયો. છોકરાઓએ આટલુ બધું તોફાન કર્યું પણ મારી તો આંખ ઉઘડીજ નહિ. ઠીક થયું કે બારણું ઉઘડી ગયું. શંકર તો સમાધીમાં બેઠા હશે ને મારે તો અહીંજ લાંબો કાળ વ્યતિત થઈ ગયો. માટે ચાલ હવે જલદી જાઉં, ને શંકરની સેવામાં સામેલ થાઉં

**ગાયન ૬ ઠું.**

કોણુ કારણુ કુછંદી બન્યો હું ?
વ્હોરી વેરણુ નિંદરા.........!!–કોણુ૦
આ સહ્યું ન જાયે હાય, દિનકર દોરે;
દુભાશે જતિજી ગિરીજા......!!–કોણુ૦

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—કૈલાસ પર્વત.

**પાત્રઃ—શીવ, શૃંગી, ભંગી, ઇંદ્ર અને અપ્સરાઓ વગેરે.**

**શૃંગી**—(સમાધીમગ્ન શંકર નજીક જતા ઇંદ્ર પ્રતિ ઉગ્ર ચ્હેરે) અરે મુર્ખ નાદાન! અકકલના બારદાન તું કોણ છે, અહી કયાં જાય છે?

**ઇંદ્ર**—(ક્રોધાયમાન થઇને) ઉફ, જોગટાઓ! લાયકાત વગરના લંગોટાઓ! (આંખો તરફ ઇશારત કરી) આ તમારી આંખો છે કે ચકચકતા કાચ છે? હું સર્વ દેવનો દેવ અને સ્વર્ગનો રાજા ઇંદ્ર છું.

**બંને**—(લજ્જિતપણે) કોણ ઇંદ્રમહારાજ! ક્ષમા કરો ક્ષમા કરો ભુલ થઈ.

**શૃંગી**—(નમ્રપણે) આપને પધારવાનું શું કારણ છે?

**ઇંદ્ર**—શંકરને મળવા માટે, અંતરની ઉપાધી ટાળવા માટે.

**શૃંગી**—એવી તે શી ઉપાધી છે?"

**ઇંદ્ર**—એક વરદાન મેળવવા વીચાર છે.

**શૃંગી**—(જમણા કાંન તરફ લંબાતો) તો હું કહું તે ઉપાય કરો.

**ઇંદ્ર**—શો?

**શૃંગી**—આપની ઉર્વશી, મેનકા, રંભા, તિલોત્તમા, વગેરે વગેરે અપ્સરાઓને બોલાવો, ને નૃત્ય કરાવો, કે ભોળાનું મન ભરમાશે, ને તમારૂં કામ થાશે. (સ્વગત ભૃંગી પ્રતિ) આપણે કયારે અપ્સરાઓનું નૃત્ય જોવાના હતા? (તાળી લેઇ આનંદે છે.)

**ઇંદ્ર**—(આશ્ચર્યચકીત ચ્હેરે) આમ કરવાનું કારણ?

**શૃંગી**—(સૌમ્ય ચ્હેરે) જો આપ એમને એકાએક જાગૃત કરશો, તો એમના તપમાં ભંગ થશે એટલે એઓ ક્રોધ કરશે. તમારી બધી બાજી બગડશે, ને મનની ઉમેદ મનમાં જ રહી જશે.

**ઇંદ્ર**—(સંતુષ્ટ દષ્ટે) હા બરાબર છે. બસ એજ કરૂં. (મંત્ર સિદ્ધિથી તાળી વજાડી અપ્સરાઓ પ્રગટ કરે છે. ને દૈવી નૃત્ય શરૂ થાય છે.)



શંકર—(સમાધીમાંથી જાગ્રત થઇ ઇંદ્રપતિ) કોણ સ્વર્ગપતિ! (આશિર્વાદિત દૃષ્ટે) હું તારા ઉપર પ્રસન્ન થયો છું. બોલ તું નૃત્ય કરાવી શું માગવા ઇચ્છે છે?

ઇંદ્ર—(પ્રણામ કરતો) માગવાનું તો મહારાજ એજ, કે યોધ્ધો આપો કે યુદ્ધ કરવા તૈયાર થાવ. આપ મારી સાથે હાથે હાથ મેળવી એક વખત અંગબળ અજમાવો તો ખરા કે કૈલાસના શીખરે વસી કેટલું કૌવત મેળવ્યું છે?

શંકર—(સખેદાશ્ચર્ય ધરી) ઇંદ્ર!! આ તું શું બોલે છે? તારી મતી ઉંધી કેમ વળી ગઇ છે? મદમસ્ત હાથી હાથે કરીને માથામાં ધુળ નાંખે છે, તેમ તેં કરવા ધાર્યું છે કે શું? ખાલી અભીમાન ન કર. હિરણ્યકશ્યપુ આવા ખોટાજ અભિમાનથી નૃસિંહના હાથે ચીરાયો હતો. ચૌદ ચોકડીનો રાજા રાવણ આવાજ દંભમાં રામચંદ્રજીના હાથે રોળાયો હતો. વિચાર. લગાર વિચાર. અભિમાન શત્રુ નથી, તેમ મિત્ર નથી; પણ વિષરૂપ છે. એણે જેના શરીરમાં પ્રવેશ કર્યો છે, તેની તો પુરેપુરી પાયમાલીજ કરી નાંખી છે. માટે સમજ. નિરાભીમાની થા ને અહીંથી ચાલ્યો જા.

ઇંદ્ર—(શિક્ષણની અવગણના કરતો) મહારાજ!! મારે આવા આડંબરવાળા જ્ઞાનની કંઇજ જરૂર નથી. જેનામાં અભીમાન નથી, તે નર નથી પણ વાનર છે. જેણે અભીમાન રૂપી અમૃત સેવ્યું નથી તેણે દ્રઢતા, ચંચળાઇ ને પરાક્રમ મેળવ્યાંજ નથી. અભિમાન તો એક જબરો કિલ્લો છે કિલ્લો કે જેની ઓથે રહેલો પુરૂષ, જીંદગી ગુમાવેજ નહિ. મેં ધનુષ્ય ટંકારથી ત્રીભુવન વશ કર્યા છે, મેરૂ જેવા પર્વતો મારી હાકથી થરથરી રહયા છે, ને મારી ચાલના ધમકારાથી, ચૌદલોક ચાક ચડી રહયા છે, તો અભિમાન કેમ ન રાખું? શંકર! આડી વાત જવાદો, યોધ્ધો આપો કે યુદ્ધ કરવા તૈયાર થાવ.

શંકર—(ક્રોધીત સ્હેરે) **ગાયન ૮ મું.**

ગર્વ ધરી જન કોણ ઠર્યા? જગ કોણ તર્યા મથવા?
જો જાગી.........દુર ભાગી (૨)—ગર્વ૦
ગર્વ કર્યો ધુમર્ચીએ તો, મુખ થયું કલંકિત સ્યામ:
મમત ન કર તું!! સમજી વીચર તું!! પાવક પરખ તું!!
જા જા અહીંથી જા—ગર્વ૦

(કપાળનો પરસેવો લઇ કમંડળમાં નાંખતા) લે. મદાંધ! જા. આ મારા પરસેવાના બિંદુથી થોડી મુદતમાં એક મોટો યોધ્ધો ઉત્પન્ન થશે, ને તે તારો સર્વે મદ ઉતારશે.

ઇંદ્ર—ઠીક છે ઠીક છે. એ યોદ્ધાને હું જોઇ લેઇશ.

શૃંગી—(કમંડળમાં અંડને સ્થુળ થતું જોઇ) ભોગ મળ્યા. આમાં તો કાંઇ વીપરીત જણાય છે (ભૃંગી પ્રતિ ફરીને) ભાઈ, આતે પરસેવાનુ બીંદુ, કે અગ્નિનું ગોળ મોળ પીંડુ?

ભૃંગી—(શૃંગી પ્રતિ ફરીને) સત્યાનાશ વળ્યું. (શંકર પાસે જઈ) મહારાજ! આ કમંડળ તો પરસેવાથી ભરાઇ જઇ તડતડવા માંડયું.

શંકર—તો નાખો કુંડમાં.

શૃંગી—(નાખી આવ્યા પશ્ચાત) અબબબબ. આ તો કુંડપણ ભરાઈ ગયો. મહારાજ! આતે પરસેવાનું પાણી, કે સત્યાનાશની નીશાની?

**શંકર**—શું કુંડ પણ ભરાઇ ગયો ?

**શૃંગી—ભૃંગી**—જી હા.

**શંકર**—તો જાઓ નાંખો સમુદ્રમાં.

**બન્ને**—બહુ સારૂ જેવી આજ્ઞા. (બન્ને જાય છે.)
(તિલેસ્માત થાય છે મહાન સુવર્ણઅંડ સહિત મહાસાગર ઉછળતો જણાય છે)

## પ્રવેશ ૪ થો.

સ્થળ—ક્ષીર સાગર.

**પાત્રઃ—શૃંગી, ભૃંગી, સમુદ્રદેવ, જાળંધર બ્રહ્મા અને દેવો વગેરે.**

**ભૃગી**—(ફાટતા અંડને બતાવતો) જો જો ભાઇ શૃંગી! આ અવાજ શાનો થયો?

**શૃંગી**—ભાઇ, ભૃંગી આ તો પેલું અંડ ફાટયું. સદાશીવના કહેવા પ્રમાણે માહેથી ભયંકર પુરૂષ પ્રગટ થશે કે શું ?

**ભૃંગી**—હા હા. જો ઓલ્યો માથા જેવો આકાર પણ દેખાવા લાગ્યો.

**શૃંગી**—અરે દેખાવા લાગ્યો શું? જોને આખું માણસ પ્રગટ થયુંને. નાશ મારા બાપ (ભયભીત થઇ બન્ને નાસે છે.)

**જાળંધર**—(તરંગ ઉછાળતો) છે રે કોઇ મારી સામે બાથ ભરનાર, મારો નાશ કરનાર? હોય તો આવી જાવ.

**સમુદ્રદેવ**—(નિશ્વાસ નાંખતો આકાશ તરફ જોઇ) પ્રભુ! પ્રભુ!! આ શો ગજબ? પહેલાં દેવ દાનવોએ મંથન કરી મારાં ચૌદ રત્નો તો ચોરી લીધાં છે, તો હવે વળી શું બાકી રહ્યું છે કે આ કોઇ યોધ્ધો ઉત્પન્ન કરી, ફરી મને દમવા માંડયો છે?હુ.

તો આ સાક્ષાત પ્રલયકાળજ સમજું છું. જેમ હોજમાં પડેલો હાથી હોજને તડતડાવી નાંખે છે, તેમ આ યોધ્ધો મારૂં શરીર છિન્ન ભિન્ન કરી નાંખે છે. શું કરૂં? લાવ હું સૃષ્ટિના સરજનહાર બ્રહ્મા પાસે જઇ અરજ ગુજારૂં. આહાઃ પ્રારબ્ધ ત્હારી અકળગતી (જાય છે. તિલેસ્માત થઇ પલાટ ફાટી તેમાં અંતર પ્રવેશ જણાય છે ને તેમાં સભા સહીત બ્રહ્મસદન દેખાય છે.)

**દેવ ૧ લો**—(બ્રહ્માપ્રતિ) પ્રજાપતિ!! પૃથ્વીમાં તો હાહાકાર થઇ રહયો છે.

**બ્રહ્મા**—શાથી? એવું તે શું છે. કે તેઓ પીડા પામે છે?

**દેવ ૧ લો**—શું કહું પ્રભુ!!

સપ્ત પાતાળને દીગપાળો દશે, વૃક્ષના પત્ર સમ હાલી ઉઠયા.
ધરણી ધબકારથી અંદ્રસન્ન ડોલતી ગર્ભિણી નારના ગર્ભ તુટયા,

**દેવ ૨ જો**—અરે એ તો શું પણ–

સૂર્યશશી તેય પણ વાટ મુકી પળ્યા, ચંદ્રમંડળ બધું થરથરે છે.
સકળ બ્રહ્માંડમાં ત્રાસ વરતી રહયો, અકળ આકાશ પણ તફલડે છે,

**દેવ ૩ જો**—હા મહારાજ તેમજ છે.—

ઉદ્ભભ્વ્યો શુરકો આજ મહાસાગરે, ત્રાસથી મગરને મચ્છ નાસે,
વેગ એના વડે વાયુ નીરગત થતાં, જળ નિધી ખુબ ઉડે આકાશે.

**દેવ ૨ જો**—

એની આંખો વિષે અગ્નિશો ક્રોધનો ઉદધીપણુ એથી શોષાઇ ચાલ્યો,
પિડીત સૌ લોકનાં આંસુડાં ટપકાને, પુનરપિ ખુબ ઉભરાઇ ચાલ્યો..

**સમુદ્ર દેવ**--(અસ્વસ્થપણે દોડતો) પ્રજાપતિ!! રક્ષણ કરો.

**બ્રહ્મા**—શું છે? શું છે? સમુદ્ર દેવ શું છે?

**સમુદ્ર દેવ**—(કરજોડીને) પ્રભુ! મારા નિવાસમાં કોઇ પ્રચંડ યોધ્ધો પ્રગટ થયો છે, જેને મારૂ આ અગાધ જળ માત્ર કમર સુધી આવી રહે છે. એના પ્રચંડ તાપથી રે, મારૂં સર્વ નીર સુકાઇ ચાલ્યું, એતો વામનજી પેઠે થોડાં પગલાંમાં મારૂં આખું શરીર માપીતો નહિ કહાડે? તેની ગર્જના સાંભળી, બારે મેઘ તુટી પડયા છે. સાંહિ ગુફામાં ભરાઇ બેઠા છે. ને મારા આશ્રયમાં રહેલાં માછલાંઓ મને તજી ગયાં છે. એના શ્વાસમાં સઘળો વાયુ ખપી જાય છે, તેથી તમામ દુનિયાં દુઃખી થાય છે. તેનાં તપી ગયેલાં નેત્રો તો જાણે અગ્નિનો મોટો અંબાર, એની દોડવાની ઝડપતો એવી છે કે તેની પછવાડે મારા વિચાર પણ દોડી શકતા નથી.

**બ્રહ્મા**--(આશ્વાસન આપતો) દેવગણો!! મને તો લાગે છે કે આ બધું કોઇના મદનું પરિણામ છે, જેમ શરીરના એક અવયવે કરેલી ભુલ તમામ શરીરને હેરાન કરે છે, તેમ એક મનુષ્યે કરેલું અભિમાન આખી દુનિયાંને શોષવું પડે છે. (સમુદ્રપ્રતિ) સમુદ્ર ગભરાવ નહીં ચાલો હું તમારી સાથે આવી એનો બંદોબસ્ત કરૂં છું.

(તિલિસ્માત થાય છે ને પુનઃ સમુદ્ર દેખાય છે.)

**જાળંધર**—(ઉન્મત્ત વર્તને ઘુમતો) મને કોણ જીતનાર છે? ભુરો સઘળા સંતાવા લાગ્યા છે, ભય પામીને ભાગવા લાગ્યા છે. હાથ લાગે તો હરાવું મારી સેવા કરાવું.

**બ્રહ્મા**—(શાંત સ્વરે) વીર પુરૂષ શાંત થાઓ; સમજી જાઓ. આથી આપને આનંદ થાય છે. પરંતુ આખી દુનીઆનો તો જીવ જાય છે.

**જાળંધર**—(ગર્જના કરતો) તું કોણ છે? કેમ આવ્યો છે? શું કામ છે? શું નામ છે?

**બ્રહ્મા**—(સ્વગત) આહા-આવા બળિષ્ટ પુરુષ આગળ તો બળનું નહીં પણ કળનું કામ લેવું પડશે. (નમ્રપણે) હું તમામ સૃષ્ટીનો સરજનાર બ્રહ્મા છું, ને તમને આશ્વાસન આપવા આવ્યો છું.

**જાળંધર**—આપ મને ઓળખો છો? મારૂં નામ શું છે? મારો પિતા કોણ છે?

**બ્રહ્મ.**—(હાસ્ય કરતા) હા. તમારો જન્મ સમુદ્રમાંથી થયો છે, માટે આ સમુદ્ર દેવ, તમારા પીતા ગણાય. ને વિષ્ણુ ભગવાનનાં પત્નિ લક્ષ્મીજી તમારાં ભગિની મનાય. હું તમારૂં નામ જાળંધર પાડું છું. (એક ગદા અને ઉપવસ્ત્ર આપતાં) ને લ્યો તમારા રક્ષણને માટે આ એક ગદા આપું છું. ને લેઇ તમે જાવ, મથુરા નગરીના કોયક રાજા સાથે યુદ્ધ આરંભો. જય પામશો. કન્યા મેળવશો ને ગાદીના અધિકારી થશો. અહાહા એ કન્યા વૃંદા એવી તો શિયળવતી છે, કે જ્યાં સુધી તેનું પતિવ્રત્ત તુટશે નહીં ત્યાં સુધી તમારો વાંકો વાળ થશે નહીં. મારો આશીરવાદ છે. કલ્યાણ મસ્તું.

**જાળંધર**—(માથું નમાવી) અસ્તુ.

**ગાયન ૯ મું.**

**જાળંધર**—(ગદા લેઈ ધુમતો)

રે! પરવરૂં કોયક રાજ્ય સભામાં,
આંજીશ સુર પ્રભામાં રે—પરવરૂં૦
પરણું હું બાળા તેની પ્હેરૂં વરમાળા;
વરતાવું ત્રાસ બધામાં રે—પરવરૂં૦

(પ્રચંડ વેગે જાય છે.)

---

## પ્રવેશ ૫ મો.

---

**સ્થળ.—ભુખરૂનું ઘર.**

**પાત્રઃ—ભુખરૂ, ચંચળ, ગીગલો ઘાંચી અને સીપાઇઓ વગેરે.**

**ચંચળ-** **ગાયન ૧૦ મું**

પ્રીતમ! પ્રાણ પોપટડો પંખીડો પ્યારો!
છેલો રંગીલો ચટકીલો મ્હારો—પ્રીતમ૦
પ્રીતિ પીંજર મતિ મોહિની, કેતકી નવલ કીશોર;
અધર ચુંબી અધવચ્ચ ભમે, નિરદય કાન્ત કઠોર
તન મન તપે તાપથી, પતિવશ બની પાપથી
જીવડો જોડીને, છોડીને, તોડીને,
રહે ઘડી ઘડી અંગમાં ઉકળતો—પ્રીતમ૦

**ભુખરૂ**-(વિચીત્ર વેષે પ્રવેશી) કેમ મારી ચંચળ? (સ્વગત) એમ નહિ બોલે (પ્રકાશ) મારાં વ્હાલાં.......આમ કેમ રીસાયાં ઠાલાં?

**ચંચળ**—(પ્રયણ જણાવતી) જાવ તમે તો મોટી વાતોજ કરી જાણો છો. બધાંને કહેતા ફરો છો ને કે હુંતો મોટો આબરૂદાર છું, પૈસાદાર છું જાગીદાર છું એ શું?

**ભુખરૂ**—(છાતી ઠોકતો) હા હા હા. છું છુંને છું.

[ચંચળ—(પડી જતું ઘર બતાવતી) ત્યારે શું આજ તમારી આબરૂ કે?

ભુખરૂં—આહા. આબરૂનાં તો ગાડે ગાડાં મારી પાછળ આવતાં હતાં, પણ રસ્તામાં લુંટાઇ ગયાં લુંટાઇ.

ચંચળ—ત્યારે તમારી વાતો તો બધી એય પોલં ,પોલ કે?

ભુખરૂં—(હાસ્ય વડે હ્રદય ખેંચતો) આમ જો આમ. આ આકાશથી તે પાતાળ સુધી બધું પોલં પોલ છે, તો મારી વાતમાં હોય એમાં શી નવાઇ?

ચંચળ—વાહરે તમારી ચતુરાઈ!! સર્વે આ તમારી ભભુતીમાં જાય છે ભરમાઇ, હું તે જાણું છું કે એમાં કામણ છે કાંઈ? (ગાલમાં તમાચો મારે છે.)

ભુખરૂં—બેશક. એમાં શું નવાઈ?

ચંચળ—વારૂ એમાં તે શો ગુણ હશે?

ભુખરૂં—રાખોડીમાં? એતો—

જપ તપ કરનારાના દિલપર—એજ રહે છે રાખોડી.
મારા જેવા ઢોંગી પર પણ—એજ ઉડે છે રાખોડી.
ભાવિક બ્રાહ્મણ નેત્ર કપાળે—એજ ઘસે છે રાખોડી.
વાસણપર ચળકાટ બતાવા—એજ ઘસે છે રાખોડી.
(જરા કુદકો ખાઇને)
જાદુ જંતર મંતર કરવા, એજ ઉપાસે રાખોડી.
જોનારાને અંધ બનાવા, એજ ઉરાડે રાખોડી.

ચંચળ—વાહરે તમારી રાખોડી, જાણે બીજી તમારીજ જોડી.

ભુખરૂં,-ચંચળ— ગાયન ૧૧ મું.

શાણી સલુણી સુરત સુખકારૂ-સાર!!
નહીં આવોજી!! જાઓ દુર થાઓજી
બલિહારી! જાઉં વારી!
વારૂ વચને શરમાવી, ભાળો ન આમ ભ્રુકુટી ભરમાવી
તું તન છે! તું મન છે! તું ધન છે!
વાહ મરમાળા-છેલૈયા-છોગાળા ન છેડો, મારૂં નામ ઘો
શામળા! શાને લાજ ન આવે;
મુખ મરોડમાં આ, મોહની મ્હારી માન જા, દુર ન થા, પ્યારપા
વાહ....................જાઓ—શાણી૦

ભુખરૂં—વાહરે મારી લટકાળી! મટકાળી! ચટકાળી! તારા ગાયન પર જાઉં વારી. છેલ છબીલી પ્યારી.

ચંચળ—તમારી જીભતો દિવસે દિવસે વધતી જાય છે. હવે તો બાર હાથ લાંબી થઇ જણાય છે તે શું.

ભુખરૂં—(સ્વગત) આ રાંડ તો આંધળી જણાય છે. મારી ચાર આંગળની જીભને બાર હાથની બોલે છે. લાવ એને જરા સમજાવું. (પ્રકાશ) મારી જીભતો બાર હાથ લાંબી નથી, પણ જોયો આ મારા પેટનો નળો, બાર કુ ચોવીસ હાથ લાંબો છે. સમજી!

**ચંચળ**—(સ્વગત) બધોય પુરાઈ જશે. (પ્રકાશ) ત્યારે હું તો ધારૂં છું કે તમે ખાવામાં પણ બહુજ હુશિઆર હશો ?

**ભુખરૂં**—(મોંઢાની બચરકી વગાડી) વાહ ! કેમ નહી ? બહુ સારી રીતે હુશીઆર. મારૂં નામ શું તને ખબર છે ?

**ચંચળ**—જાણીએ છીએ કે ભુખરૂં છે.

**ભુખરૂં**—ત્યારે કેમ બોલ મારા નામ પ્રમાણે મારે કામ કરવું જોઈએ નહિ ?

**ચંચળ**—બહુ મોટું કામ કર્યું ?—

રંક જનો પર રોફ બતાવે, એ કંઈ મોટું કામ કર્યું ?
ભુખે મરતાને ખવરાવે એ દુનિયામાં કામ કર્યું.
કુતરા પેઠે ફર્યા ટીચાતા, એ કંઇ મોટું કામ કર્યું ?
હામ ધરી સંસાર નીભાવે, તે દુનીયામાં કામ કર્યું.
બાર હાથની જીભ હલાવી, એ કંઈ મોટું કામ કર્યું ?
જીભ ચલાવે રાજ્ય સભામાં, તે દુનિઆમાં કામ કર્યું ?

**ભુખરૂં**—શું, જીભ ચલાવે રાજ્ય સભામાં તે દુનિઆમાં કામ કર્યું કહેવાય ?

**ચંચળ**—હા. તે દુનિયામાં કામ કર્યું કેહવાય, (ચોટી ખણી) બીજું તો બધું બાહલુ મનાય.

**ભુખરૂં**—ત્યારે હું આજેજ રાજસભામાં જાઉં, મારી બાર હાથની જીભ ચલાઉં, ને પછી રાજાનો માનીતો થાઉં તો પછી કેમ ?

**ચંચળ**—વાહરે મારી વ્હોરત !! ત્યારે તો હું વારી વારી જાઉં.

**ભુખરૂં**—(સ્વછંદે ઓવારણાં લેતો) તારા પરથી હું મરી જાઉં ;(નેપથ્ય તરફ દ્રષ્ટી દોરી) જો પેલો ગીગલો ઘાંચી આવે છે, ધીરે ધીરે પગ ઉઠાવે છે, તેલ વેચવા ફરે છે, ને કંઇક લવારો કરે છે. તું, અહી ઉભી રહી આ બધાની જુકિત જો. ડરતી નહિ. હમણાંજ હું એનો ગુન્હો કરી ગુન્હેગાર તરીકે રાજ સભામાં જાઉં છું, ને ત્યાં મારી બાર હાથની જીભ ચલાઉં છું.

**ગીગલો**—(હાંફતો હાંફતો) લ્યોરે મીઠું તેલ છે, ધર્માદાનો ખેલ છે. માલ પણ શ્રીકાર છે, વેચવા વિચાર છે. (વિચારી) ચાલ અહીં બેસી બુમ પાડું કે વકરો થાય, ને માલ પણ વેચાય. (પુનઃ) લ્યોરે મીઠું તેલ છે, ધર્માદાનો ખેલ છે, આજે શનીવાર છે, હનુમાન જદા રાજી થાય, પનોતીનું પાપ જાય, લ્યોરે મીઠું તેલ;.............

**ભુખરૂં**—(સ્વગત) આ ટચરાને હજી લોભનો થોભ નથી. હવે લાવ હું પણ કંઇક યુકિત કરી, ગુન્હેગાર બનવાની ગોઠવણ કરૂં. (ગીગલા તરફ ફરી) કાકા !! એક આનાનું તેલ આપશો ?

**ગીગલો**—(સ્વગત આનંદતો) વાહ આનાનું તેલ ? ઠીક પડી સ્હેલ, આતો પહેલી બાણીમાંજ છેલ.

**ભુખરૂં**—(એક આંખ મીંચી ધુર્તતા બતાવતો સ્વગત) અરે આજનો વકરો તો રેલં છેલ......રેલં છેલ......રેલં છેલ........................................

**ગીગલો**—લ્યો ભાઇ તેલ.

**ભુખરૂં**--(તેલ લીધા પછીથી) કાકા!! પરચુરણ રાખો છો ?

**ગીગલો**--(સ્વગત) મુઓ, અત્યારમાં આ ઉધારીઓ કયાંથી આવ્યો ? (પ્રકાશ) નારે મારા બાપ, હુંતો હમણાં આવીને બેઠો છું.

**ભુખરૂં**--(ચાલવા માંડતો) ત્યારે પરચુરણ લઇને પૈસા મોકલું છું. (સ્વગત) તારા કપાળમાં ડામ. (થોડે દુર જઇ જાણી જોઇ ઠોકર ખાઇ તેલ ઢોળતો) ભાઇ તેલ તો ઢોળાઇ ગયું, બીજું આપ.

**ગીગલો**--એતો તારી અલા બલા ગઇ, બીજા દામ દે, ને બીજી વાર લે.

**ભુખરૂં**--(ચકીત થતો) શું આનાનું તેલ ઢોળાય, તેથી મારી અલા બલા જાય?

**ગીગલો**—હા.

**ભુખરૂં**--ત્યારે કદાચ ચાર આનાનું ઢોળાય તો?

**ગીગલો**—તો તારાં છોકરાં છૈયાંની અલા બલા જાય.

**ભુખરૂં**--પ્રભુ કરેને પાંચશેર ઢોળાય તો?

**ગીગલો**--તારા આખા કુટુંબની અલા બલા જાય. (સ્વગત) ઠીક વકરો થાય (કાખલી કુટતો) ઠીક વકરો થાય.

**ભુખરૂં**—ત્યારે કદાપી આ તારો આખો ડબો ઢોળાય તો?

**ગીગલો**--આખા શહેરની અલા બલા જાય.

**ભુખરૂં**—હેં શું આખા શહેરની અલા બલા જાય? (લાત મારી ડબો ઢોળતો) લે તારે.

**ગીગલો**--(પોક મુકી રોતો) ઓય મારા બાપ! કોઇ દોડો રે દોડો......

**ભુખરૂં, ગીગલો**-(કુસ્તીથી)— **ગાયન ૧૨ મું.**

જાજા ઉંદર! છટકી છછુંદર? આજ તું ફરીઆદ જા;
ઘાંચીડા બાપની ફરીઆદ જા, દાદો છું તાહરો ફરીઆદ જા
વારૂ વનચર! છાનો ખચ્ચર! નહિ છાનો રહું બસ
ખોટી ખાલી ખટપટ! કરે શું નટખટ! બોલી અટપટ
ચુપ--ચુપ--જાજા ઉંદર૦
જા ઠગારા! લુંટારા! ધુતારા!
હા હા તું કુકકર! મુજી બચ્ચા! જીવ ખોનારો છે
દે બેટા ગાળ દે, તું છાનો મેર બોલ હળવે
ઉં ઉં ઉં
હાં હાં ઢોલી ઢોલ વગાડી, ગાલ વજાડી, વચને વદ જા-જાજા

(સિપાઇ પકડી બન્નેને રાજ સભામાં લેઇ જાય છે.)

## પ્રવેશ ૬ ઠો.

---

**સ્થળ—વિનોદ વાટિકા.**

**પાત્ર:—વૃંદા, સુલોચના, જાળંધર, કીચક, સેનાપતી અને લશ્કરી માણસો વગેરે.**

**વૃંદા અને સખીઓ—** **ગાયન ૧૩ મું.**

જો......વિલશિત વનવેલી વૃક્ષને વળી,
આલીંગે લાલને લળી લળી....જો-વિ૦
રસીઓ સમીર શીત સરતો ઉમંગમાં,
ચુંબી સૌ કળી-કળી, રસતો રસ અંગમાં
ધન્ય ધન્ય સમીરને કુસુમ કળી...જો-વિ૦

**વૃંદા**—સખી નંદા! આ કમુદિની, જળમાં ઉભી ઉભી કેમ તપ કરતી હશે ?

**નંદા**—એની આંખોને ઠારનાર, હૃદયને બહેલાવનાર, પ્રીયતમ ચંદ્રને મળવા માટે, તેના મુખનું દર્શન કરવા માટે.

**સુલોચના**—સખી વૃંદા !! જેમ કમુદિની ચંદ્રને જોઇ મલકાય છે, કમળ સૂર્યને જોઇ હરખાય છે, તેમ તમારૂં વદન કમળ પણ કોઈ શોખીલા સૂરજને શોધવા પલકાય છે કાં ?

**વૃંદા**—(ચિઢાતી) જાઓ એવી વાત મારી નજર આગળ લાવશો નહીં, સુનેલા મદન શત્રુને જગાડશો નહીં. એ રોયાના પુષ્પ બાણે તો મને વીંધી નાંખી છે, એના અગ્નિએ તો મને શેકી નાંખી છે.

**નંદા**—બા, કામદેવનું બાણુ એવું નથી કે તે શરીરમાંથી લોહી વહેતું કરે, એનો અગ્નિ એવો તો નથી કે જજેલો ઉઠાડે.

**વૃંદા**—બેન વહેતું લોહી અટકાવાય, જજેલો રૂઝાવાય, પણ બળ્યું આનો તો કાંઇ ઇલાજજ ન થાય.

**સુલોચના**— થાય થાય બતાવું ઉપાય. ?

**વૃંદા**—તો તો શાંતિ થાય.

**નંદા**—તો સાંભળ, પેલી મધુ માલતી અશોક વૃક્ષને પામી છે, સરીતા સમુદ્રને પામી છે, તેમ તને તારો છેલ છબીલો મળશે, ત્યારે દુખ ટળશે.

**વૃંદા**—બેન માંદાને મીષ્ટાન ન આપ, શબ્દ પ્રહારે ન સંતાપ.

**સુલોચના—**શું અમે સંતાપીએ છીએ કે તું આમ બોલે છે? **ચકોરીની ચંદ્ર વિના, ને ચાતકની સ્વતિ જળ વીના જેવી હાલત થાય છે તેવી તારી પણ જણાય છે. કાં?**

**વૃંદા**—કેવી?

**નંદા**—કેવી તે તલપતી.

**વૃંદા**—ખરૂં છે. કંઇ કંઇ વિચાર કલ્પતિ મારી પણ એજ સ્થિતી મનાય.

**સુલોચના**—હા બા! સ્વામી પરદેશ ગયા હોય તો થોડા દિવસનો વિયોગ સહન થાય!! કંઇ કાગલ લખાય, કે જઇને મળાય પણ અહીં તો મુળમાંજ નહીં તેનું કેમ થાય?

**વૃંદા**—મુઝાઇ મરાય.

**નંદા**—ના રહેવાય.

**સુલોચના**—ના સહેવાય.

**વૃંદા, સખીઓ**— ગાયન ૧૪ મું.

જા જા આલી શાને શરમાવે હાલી, સતાવે રીબાવે શું આમ?
પીયુ પખી વિના યૌવન ઉપવન સુનું.
રસના ભોગી વિના સરવે સુનું સુનું;
મદઘેલી અહીંથી જા જા, રસવેલી અહીંથી જા જા.
લટકાળી!! ચટકાળી!! મટકાળી!! મતવાલી!!–જા.
બીચારી શાંતિ સુધા કયાં ઉભરાવેરે
નાવલીયા સંગ બાલા ઝરણું ઝિરાવેરે.
મને શાને સતાવ (૨)
મન મુઝાય, અકળાય, તરસાય, દુઃખી થાય–જા.

**સેનાપતી**—(દોડતો પ્રવેશી) મદાંધ!! શું કરવા ધાર્યું છે? કેમ ત્રાસ વરતાવી રહયો છે? મને તો લાગે છે કે તું મોતજ માગે છે?

**જાળંધર**—(ઉગ્ર ભ્રગુટીએ) તું કોણ છે? અહી આવ્યો છે મરવાને, કે પાછો ફરવાને?

**સેનાપતી**–હું સેનાનો સરદાર છું.

**જાળંધર**—સરદાર? કોનો સરદાર? શરમ છે તને. શું સિંહ શિયાળની મદદે કુદતો હશે? જેને પોતાની શકિતનો વિશ્વાસ છે, તે પારકાના બળ ઉપર હિંમત ધારતો હશે? કહે તું શુરવીરનો સરદાર છે કે કાયરનો?

**સેનાપતી**—આ તું શું બકે છે? તું નથી સમજતો કે હું એક છું, શત્રુ અનેક છે. જોરાવર નાગ, હજારો કીડી આગળ બચી શકે છે? ચારે તરફ સળગેલા અગ્નિમાંથી કોઇ ઉગરી શકે છે? સેંકડો સુતરના તાંતણા સંધાય તો શું ન થાય?

**જાળંધર**—અરે ભારથી લાધેલા ભુંડ! તું ભૂલે છે. શું એક ચંદ્ર તમામ અંધકારનો નશ નથી કરતો? એક ગરૂડ સેંકડો સર્પોને નથી ગળતો?એક સૂર્ય તમામ દુનિયાને નથી તપાવતો? એક સિંહ સંખ્યાબંધ શિયાળવાંને નથી હંફાવતો?

**સેનાપતી**—હં એમ બોલીને જોર બતાવે છે કે? આવ આવ, પ્રથમ હાથ બતાવ, પછી વાત કર.

**જાળંધર**—ચાલ આવી જા. (ભયંકર યુદ્ધ શરૂ થાય છે ને સૈનિકો નાસી છુટે છે.)

**વૃંદા**—(જાળંધરના બળથી આકર્ષાઇ) સખી!! અહાહા વિશ્વપતિએ બે ચંદ્રમા રચ્યા કે શું? સચિએ મને સ્વપ્નમાં જણાવ્યા હતા તેવાજ રૂપાળા ને તેજપુંજ છે.

**નંદા**—હા બેન હા!! આ તો પોયણીનું પોપણ કરવા માટે પૃથ્વી ઉપર બીજા ચંદ્રજ પધાર્યાને શું?

**વૃંદા**—હું ભુલતી તો નથી ને?

**નંદા**—હા-હા-હા-તમે તો શું પણ આતો બધું જગત ભુલાવામાં પડે એવો ઘાટ છે.

**જાળંધર**—(વૃંદા પાસે જઇ) કમુદિની!! કોઈ વૃંદાની ભાળ આપશો કે તે કયાં છે?

**નંદા**—કેમ? તેનું તમારે શું કામ છે? એ તો ભ્રમરની ભોગી છે, તેને તમો ઓળખો છો ખરા?

**જાળંધર**—ના. નામથી જાણું છું. બ્રહ્માએ મને કહ્યું છે, કે તમારા નીરમાણ માટે તેને નકકી કરી છે.

**નંદા**—(લટકા કરતી) લ્યો ત્યારે તો તેજ આ ચંપક લતિકા.

**જાળંધર**—હેં (નજીક જવા લંબાય છે)

**નંદા**—દુર રહો દુર. જુઓ પેલા મહારાજ પધાર્યા. (સર્વે અલગ થાય છે.)

**કીચક**—(પ્રવેશી જાળંધર તરફ-જોતો) વીર પુરૂષ!! ધન્ય છે તમારા શૌર્યને, દ્રઢતા અને ચપળતા ઘણીજ ઉત્તમ છે. (પ્રકાશ) કહેશો કે આપ કયાંથી આવ્યા, ને કોણ છો?

**જાળંધર**—હું સમુદ્રનો સુત છું. મારો નિવાસ મીઠા મેહેરામણમાં છે.

**કીચક**—(સ્વગત) વાહ વાહ શી મનોહર વાણી? હીંમતમાં હીરો છે, ને પરાક્રમમાં પુરો છે. હવે હું વયો વૃધ્ધ થયો છું. પુત્ર છે નહી, તો લાવ મારી પુત્રી વૃદાંને એની સાથે પરણાવું કે તેમાં કોઇ મારૂં બુરૂ બોલે નહીં. વળી ઉત્તમ કુળથી ઉપજેલો છે, ને શુરાતનમાં સવાયો છે. તો તે મારી ગાદીનો માલીક પણ બનશે, મારી પાછળ મારૂં નામ પણ રાખશે. (પ્રકાશ) તો આપ મારી વૃધ્ધાઇ ઉપર વિશ્વાસ સ્થાપશો, મને એક વચન આપશો?

**જાળંધર**—શેનું

**કીચક**—શાંતિનું.

**જાળંધર**—કેની?

**કીચક**—જગતની

**જાળંધર**—તો આપું.

**કીચક**—(જમણો હાથ જાળંધર તરફ લંબાવી) તો દ્યો.

**જાળંધર**—આ લ્યો. (વચન આપે છે.)

**કીચક**—તો મારે પ્રજામાં માત્ર એક પુત્રી છે. તેથી તે આપને પરણાવી મારી રાજ્ય ગાદી આજથી અરપણ કરૂં છું. તે સ્વીકારો, રાજ્ય મુકુટ ધારો ને મને કૃતાર્થ કરો.

**જાળંધર**—(નમન કરી) ખુશીથી.

**વૃંદા**—(નંદા પ્રતિ દુરેથી) સખી! જો જો પિતાજીએ તો પરભાર્યું મોતી વીંધ્યું.

**નંદા**—હા બા. જોડનો જોઇએ તેવી જામી.

વૃંદા—સખી આ તે સ્વપ્નું કે સાચું ?

નંદા—જશો ત્યારે જાણુશો. ચાલો આપણે ત્યાં જઇએ.

વૃંદા—જો જે હો બેન, સમસ્યામાં મને સતાવની ના.

કૌચક—(વૃંદાને વાત્સલ્ય ભાવથી જોતો) પુત્રી ઠીક સમયે આવી પહોંચી. મારો ગુંથેલો ગુચ્છ તને ગમશે કે ?

વૃંદા—(કૃતિમ આશ્ચર્ય ચકીતતા બતાવતી) ગુચ્છ કેવો ?

નંદા—(મશ્કરી રૂપે કાનમાં) જોયા જેવો.

વૃંદા—(થાપડ મારતી) કેમ સ્વભાવ નહીં જાય કે ?

કૌચક—કેમ બેન શું કહે છે ?

વૃંદા—પિતાશ્રીની મરજી એજ મારી મરજી.

કૌચક—(જાળંધર સામું જોઇને) તો વીર પુરૂષ લ્યો. આ મારી કનયાનો હસ્ત આપને સોંપુ છું. આ મારી વેલી આપને વળગાડું છું. તેને સ્વીકારો ને જન્મારો સફળ કરો.

કૌચક-જાળંધર— ગાયન ૧૫ મું.

અહો બાળા પ્રેમે (૨) મેં તો સોંપી તમારે આશરે—અહો૦
રવિ સન્મુખે આપુ દાન હું,
બન્યો છું આભારી સર્વદાનો હું—હો૦

જાળંધર—(વૃંદાં તરફ તન્મય બની) રસીલી! મોં ફેરવીને કેમ ઉભાં છો? મને જોવાથી કંટાળો આવે છે કાં?

વૃંદા—ચીત્તના ચોરનો કંટાળો હોય? શું ચકોરીને ચંદ્રનો કંટાળો હોય છે?

જાળંધર—(સ્વગત) આહા!! એના મોંપર પ્રેમનાં કીરણો કેવાં પ્રગટી રહયાં છે. (પ્રકાશ) મારી કોમળ કેતકી!!

વૃંદા—શું છે મારા ભોગીલા ભ્રમર!!

જાળંધર—હું તો પ્રેમનો પરીમલ ચાહું છું.

વૃંદા—કેતકીના પરીમલને લેતાં કદાચ નાગ નીકળશે તો?

જાળંધર—આ વાદી પ્રેમ વીણામાં રમાડી કબજે કરશે. સલુણી ! તમારી કમલ સરખી આંખોમાં એવું તે શું જાદુ છે કે તે મને લોભાવે છે?

વૃંદા—કેમ ન લોભાવે મારા લટકાળા ! ભ્રમરે પાસે આવી મીઠો ગુન્જારવ નહિ કીધો, તો તે કમળ શેનું કહેવાય? એતો ચંપાનું ફુલ ગણાય. આપનું મુખ ચંદ્ર પણ કયાં ઓછું લોભાવે છે. મારા મનહરણા!!

જાળંધર—ચતુરા!! ચકોરીનુંમન ન લોભાવે તો તે ચંદ્રજ શેનો કહેવાય? એતો કેવળ તારલો ગણાય.

વૃંદા—(સ્વગત) વાહ!! ચાતકના મુખમાં જેમ સ્વાતીનું બુંદ, તેમ મારા મનમા મન મોહનનુ વચન. (પ્રકાશ) પ્રાણેશ! એ તો બધું ઠીક પણ કદાચ આપનો પ્રેમ પંખી અહીંથી ઉડી બીજી ડાળીએ બેસશે તો?

જાળંધર—અલબેલી ભુલો છો. માયાના પિંજરમાં સપડાયલો મોરલો વગર બંધને બંધાયલોજ સમજવો.

વૃંદા—શુ શુરવીરો બંધનથી બંધાતા હશે?

જાળંધર—જાણતાં નથી. ભ્રમર વાંસને ભેદે છે. પણ કમળને ક્યારે કોરી શકે છે? શુરવીરો શત્રુનાં બંધનને તોડવા ચહાય છે, પણ પ્રીયાનું બંધન તો ચાહે છે, સાડી સંકેલી સંતાવછો શા સારૂં? આવો ન શરમાવો (વૃંદા ખસી જાય છે.)

વૃંદા, જાળંધર— ગાયન ૧૬ મું.

રીત પ્રીતની શીખો, નહીં તાણો મ્હારી સાડી;
મોંઘા માનીતા મોહન મ્હારા
પ્રાણ પ્યારા......નયન તારા-રીત૦
વારૂ મારી કુંદની કળી, વારૂ મારી સ્નેહની ધરી
પ્રેમી પરી! સદા સાથે રેશું, સ્નેહ સુધા પીશું, સ્વર્ગ સુખને લેશું
વાહ વાહ!! કેવી જોડી હા-હા-રીત૦

---

## પ્રવેશ ૭ મો.

---

### સ્થળ-લક્ષ્મિસદન

પાત્રઃ—વિષ્ણુ, લક્ષ્મિ, દ્વારપાળ વગેરે. વગેરે.

વિષ્ણુઃ—(સ્વગત) લક્ષ્મિજીનો ભાઇ જાળંધર, ગાદીપતિ થયો ને વૃંદાને પરણ્યો એ વાત લક્ષ્મિજી જાણતાં નથી, માટે તે આવે તે વખતે લગાર હસતુ મુખ રાખી એવી યુકિત લગાડું કે તે વ્હેમમાંજ પડી જાય, પ્યારની કસોટી થાય ને હકીકત પણ કહેવાય. (નેપથ્ય તરફ આંગળી કરીને) લ્યો આ તો એજ આવે છે ને શું. (હસતે ચ્હેરે ફરી ઉભા રહે છે.)

લક્ષ્મિજીઃ—(સવિનય પ્રવેશી) હરિવર હસવું શેનું આવે છે? પાતળીયા પ્રફુલ્લિત કેમ જણાવ છો; મોહનવર કેમ મલકાઓ છો? આપનું મન તે કોઈ ભકતજનના ઉધ્ધારમાં, અન્ય પટરાણીના પ્યારમાં કે કંઈ જુદાજ વિચારમાં તણાય છે?

વિષ્ણુઃ—(હાવકે ચ્હેરે સામે આવી) એક માંગલીક વિચારના તારમાં હરખાય છે.

લક્ષ્મિજીઃ—(ત્વરિત ઢબે) તે કયો?

વિષ્ણુઃ—(દિલ ચોરતાં) હમણાં તમારે તે જાણવાની જરૂર નથી.

લક્ષ્મિજીઃ—(વધારે ત્વરિત ચ્હેરે) શું મારાથી ભિન્ન ભાવ રાખવો આપ સરખા પતિને યોગ્ય છે?

વિષ્ણુઃ—(ગાંભિર્ય ભાવે) યોગ્ય છે તેથીજ આમ બોલું છું.

**લક્ષ્મિજીઃ**—(ગદગદિત ભાવે) **ગાયન ૧૭ મું.**

પ્રાણ! પ્રીતિ શું વિસારી, ઉદાશી અંગ ધારી;
ન બોલો આવી વાણી; હું દાશી છું તમારી—ટેક.

સાખી.

વિરાટ રૂપે વિશ્વમાં, આપ બન્યા અધિરાજ;
પરશું બની હું તે પળે, ક્ષત્રી હણવા કાજ.
તેને આજે...કરી ...અકારી જીવણજી!!

**વિષ્ણુઃ**—(લક્ષ્મિજીનાં આંસુ લ્હોતા) ઝાઝી જક જવાદ્યો. સમજુને સુચના નિરૂપયોગી. સઘળી વાતો કંઈ સ્ત્રીયોને કહેવાતી નથી.

**લક્ષ્મિજીઃ**—(આશ્ચર્ય ચકિત થતાં) ત્યારે તો તમારી પ્રિતિમાં પડદો ગણાય.

**વિષ્ણુઃ**—ભલે જેમ માનો તેમ મનાય.

**લક્ષ્મિજીઃ**—(ખભે હાથ નાંખી ટિંગળાતાં) પાતળીયા! પહેલાં તો કહેતા હતા ને કે, તમે તે અમે; ને અમે તે તમે; હવે આ શું થયું કે અમે તે અમે રહયાં ને તમે તે જુદા થયા. ઘડીમાં પ્યાર ને ઘડીમાં તિરસ્કાર એ શું?

**વિષ્ણુઃ**—(ખોટા હાસ્યના ઢોંગે) આહાઃ હું તો એવોજ છું. મારૂં ઠેકાણું શું? ઘડીકમાં બ્હાર રહું ને ઘડીકમાં શુરાઓથી સંતાઈ સમુદ્રમાં ભરાઈ બેસુ.

**લક્ષ્મિજીઃ**—હાંઆંઆં—તેમાંજ શબ્દાદિ વિષયો રુપી શુરાના ભયથી હૃદય સમુદ્રમાં આત્મા રૂપે સંતાતા ફરો છો?

**વિષ્ણુઃ**—(વધારે દયાણથી) જાણો છો? હું તો વ્હાલાં સાથે વેર કરનારો છું.

**લક્ષ્મિજીઃ**—(હળુકાતે શબ્દે) જાણીયે છીએ હવે તમને કે વિષય વિકાર રૂપ વ્હાલાં સાથે વેર કરનારા છો તે.

**વિષ્ણુઃ**—અમારો માર્ગ લોકના માર્ગથી વિલિક્ષણ છે.

**લક્ષ્મિજીઃ**—(જરા સતેજ થઇ) તમારા ભકતજનનો માર્ગ લોકોથી વિલિક્ષણ છે તો તમારા હોય તેમાં શી નવાઈ? (ગળે વળગતાં) પ્રાણનાથ પ્રીતિ આજ આમ કેમ ઓછી જણાય છે?

**વિષ્ણુઃ**—(નિઃસ્પૃહ ભાવે) પ્રીતિ તે શાને રાખું? મારે તે કયારે સંતાન-ધન કે સ્ત્રીની ઇચ્છા છે?

**લક્ષ્મિજીઃ**—આ શું બોલો છો? ઈચ્છા ન રાખો તો અંધકાર વળી જાય. દૃષ્ટિ ન ધરો તો દાવાનળ પ્રગટે. (બે હાથ જોડી) આમ મને ન તરછોડો. આશ્રયે આવનારીને ન દુભોવો.

**વિષ્ણુઃ**—(દુર ખસી) વિચાર કરો વિચાર. મારા આશ્રયે આવવામાં શું ફળ કાઢશો? ખબર છે? ધ્રુવ-પ્રલ્હાદ કેટલી પિડયા પામ્યા? જાણો છો?

**લક્ષ્મિજીઃ**—(આનંદતાં) વાહજી વાહ ઠીક ઠગો છો? એ તે પિડયા ગણાય કે અંતરાત્મા પવિત્ર કરનારી કસોટી કહેવાય? જગજીવનજી! સામું જુઓ. હવે તો હદ થઇ. ન સતાવો પ્રાણાધાર. મનની વાત કહીજ દયો. (પાછળથી) જુઓ જુઓ આ...વેલી

**વિષ્ણુ;**—( રિસામણા કંઠે) વેલી નવેલી, હા...હા...મે'તો તમારાં પ્રેમાવેશથી ફરકતા હોઠવામાં વચનો સાંભળવા જરા ટોળ કરા'તી ટોળ.

**લક્ષ્મિજી:**—શું આવીએય ટોળ ?

**વિષ્ણું:**—(હડપચી પકડી) ત્યારે કેવી હોય ? એ તો ગૃહરાણી સાથે વાર્તા વિનોદ એમજ થાય. આ તો ગૃહસ્થાવટનું ભૂષણ ગણાય.

**લક્ષ્મિજી:**—ઉહું: હું ભુલું એવી નથીતો. અલએલા આડી વાત જવા દયો. પેટનાં પડદામાં મુદ્દાની વાત ન સતાડો. કહો વારૂ જોઇએ તે વખતે કેમ મલકાતા હતા ?

**વિષ્ણુ:**—(ડાબા ખભા તરફ ડોકી નમાવતા) તમને જોઇને.

**લક્ષ્મિજી:**—( આગ્રહ પૂર્વક) નહીં સાચું કહો.

**વિ'ષ્ણુ:**—(સ્વાગત) હવે તો સાચું કહેવુંજ પડશે. ( પ્રકાશ ) એ તો તમારા ભાઇને ગાદી મળી તેથી આનંદ હતો.

**લક્ષ્મિજી:**—( પ્રફુલ્લિત વદને ) હેં..... સાચુ ? કયાંની ગાદી મળી?

**વિષ્ણુ;**—મથુરાની. ને વળી રાણી પણ મળી !

**લક્ષ્મિજી:**—શુ કહો છો? તે વળી કયાંની ?

**વિષ્ણુ:**—તે પણ ત્યાંનીજ. કૌચક રાજાની પુત્રી વૃંદા. થયું? લાવો વધામણી. (જમણો હાથ લંબાવે છે.)

**વિષ્ણુ—લક્ષ્મિજી:**— **ગાયન ૧૮ મું.**

હાંરે......લાવો લક્ષ્મિજી લા'વ;
આજ ઠીક આવ્યો વધામણીનો દાવ.
કરો પ્રેમ કેલિ હેલિતું દાન,
હાંકો હરખ હોડી ફેરવો સુકાન,
પાઓ પ્રીતે પૂરણ રસ પાન
રસીવા છું આપની, ચર્ણ પ્રતાપની, સોંપ્યું છે તન મન નિદાન;
લઇ લ્યો મનમાનતું, અર્પું હું સામટું, પ્રિયતમ શું આપ છો અજાણ;
વાહ કેવું વાણી વિણાનું વિમાન,
ગાન તણા તાંનમાં થયો છું ગુલતાન—હાંરે...લાવે ૦
(યુગલ સ્વરૂપનું આનંદ પ્રયાણ)

# પ્રવેશ ૮ મો.

---

**સ્થળ-મથુરાંનો રાજ દરબાર.**

**પાત્ર—મહારાજા જાળંધર, દરબારીઓ, હજુરીઓ, છડીદારો, ને પાછળથી ભુખરૂ-ગીગલો ને કંચનીઓ વગેરે વગેરે.**

**કંચનીઓ**—(અભિનય સહીત નૃત્ય કરતી.)

**ગાયન ૧૯ મું.**

જય જય જગમાં પામો—જામો
બળવંતા જશ લા'ણો વા' વા' વા'—જય૦
શુરજન ગંજન ધન્ય ધનવા, રહો અવિચળ તમ શીરતાજ;
રાજ સાજ ચિરંકાળ માણો
છી..છી..છુંમ.......છીછીછુંમ.......છા..છા..છા. નાચો—ગાઓ—જય૦
નરવર પરવારી.........સુંદર છબીપર બલિહારી;
સર્વ રિધ્ધિ સિધ્ધિ......દોલત પ્રવર્તો નવ નીધી;
મથુરાં રાય—જગ જશ ગવાય—સૌના પાલનહાર.
સૌ...અસુરો...મળી...પુસ્પની......કરો......વૃષ્ટિ—જય૦

**છડીદાર**:—(નમન કરતો પ્રવેશી) મહારાજાધિરાજની ઘણી ખમ્મા. સેવક અરજ ગુજારે છે કે એક સિપાઇ ગુનેહગારને પકડી અરજદાર સહીત આપશ્રીની આગળ રજુ કરવા હજુરને બંદગી ગુજારે છે.

**જાળંધર**:—(પહાડો ઉચ્ચારે) જા દાખલ કર.

**છડીદાર**:—જી હુકમ. (પાછો વળી સીપાઈ, ગુનેગાર અરજદાર સહિત દાખલ થાય છે.)

**જાળંધર**:—(ઉગ્ર સ્વરે) કેમ રે, શું ફરિયાદ; નામ શું છે? શો બનાવ બન્યો છે?

**ગીગલો**:—(કરગરતો ગદગદ્ કંઠે) દયાળુ રાજાધિરાજ મારૂં નામ ગીગલો છે. હું તેલ વેચવાનો ધંધો કરૂં છું. (ગુનેગારને બતાવી) આ સખસે મારૂં તેલ ઢોળી નાંખ્યું છે.

**જાળંધર**:—(ગુનેગાર તરફ થઇ) બોલ. આ કહે છે તે ખરી વાત છે?

**ભુખરૂં**:—(નિચી દષ્ટિએ) હાજી વાતતો ખરી છે. મારૂં નામ ભુખરૂ છે મહારાજ.

**જાળંધર**:—ત્યારે તારા બચાવ માટે તું શું કહેવા ધારે છે?

**ભુખરૂં**:—(આંખો ચગાવતો) હેં—હેં-હેં—મહારાજ બચાવ કેવો? મારો કે આ ગીગલાનો?

**જાળંધર**:—કાં વાંક તારો છે ને વચમાં ગીગલાને શું કામ ગોઠવે છે?

**ભુખરૂં**:—મહારાજ મારો વાંક તો તલભારેય નથી.

**જાળંધર**:—સાબીત કરી બતાવ. કેવી રીતે?

**ભુખરૂં**:—સાંભલો મહારાજ. મેં એની પાસેથી એક આનાનું તેલ લીધું. પણ ઠોકર વાગવાથી તે ઢળી ગયું, મેં કહયું કે—

**ચોપાઈ.**

મારી પાસે કાંઇ ના રહ્યું, અલાબલા ગઈ એણે કહ્યું;
મેં પુછ્યું જો બહુ ધોળાય, તો તેનું ફળ કેવું થાય ?
એ બોલ્યો જો બહુ ઢોળાય, અલાબલા તો સૌની જાય;
મેં જાણ્યું કે છો ઢોળાય, શહેર બીચારૂં સુખ્યું થાય ?
એમ વિચારી કીધું આમ, કર્યું નથી કાંઈ ખોટું કામ;
બતલાવો બાપુજી બાધ, એમાં મારો શો અપરાધ ?

**જાળંધર**:—(વાકચાતુર્યથી ખુશીથતે ચ્હેરે) ગિગલા આ કહે છે તે ખરીવાત છે ? તું પહેલો એમ બોલેલો ખરો ?

**ગીગલો**:—(બજવાતો) હા–બાપજી એમ બોલેલો તો ખરો.

**જાળંધર**:--(સ્વાગત) ભુખરૂં ગુનેહગાર છે છતાં હાજરજવાબી હોંશીઆરી પ્રશંસા પાત્ર હોવાથી તેના બચાવ તરફ મારૂં અંતઃકરણ આકર્ષાય છે. (પ્રકાશ) ગીગલા તારી ભુલ છે. પોતાના લાભને ખાતર બીજાને જોખમમાં ઉતારવાની તારી કળા વેપારી લાઇનથી વિરૂધ્ધ જાય છે. વકરો કરવામાં આવા વિવેકો વાપરવાની કળા તે ચોખ્ખો દંભ છે. છતાં એક વખતની ભુલ માફ કરૂં છું. (પ્રધાન તરફ જોઇ.) પ્રધાનજી ! આ ગિગલાની નુકશાની પંચકાશ કરી દરબારમાંથી ચુકાવી આપો. (ભુખરૂં તરફ ફરી) ભુખરૂ ! તું ગુનેહગાર હોવા છતાં બોલવે વાચાલ હોવાથી આ વખતે ફાવી જાય છે. પણ યાદ રાખજે કે વારંવાર મથુરાનું સિંહાસન તને તેવી રીતે નહિ ફાવવા દેશે. તારી બહુ બોલકી છટાથી હું પ્રસન્ન છું ને તેથીજ આજે ન્યાય તારી બાજુ નહીં હોવા છતા ન્યાયને મારે તારી બાજું દોરવો પડે છે. બોલ દરબારમાં મશકરા તરીકે રહેશે.

**ભુખરૂ**:—(નમન કરી ભુમી ચુમતો) ઘણી ખુશીથી. પણ મહારાજ મારી આદત મહા બુરી છે. સારૂં સારૂં ખાવાનું જોઇશે, જાણો છો?

**જાળંધર**:—(આકાશ તરફ આંગળી કરતો.) પ્રભુ શક્તિ સમર્થ છે. (અંતરીક્ષથી રાહુનું ડોકું આવી દરબારમાં એક સિંહાસને બીરાજતું જોઇ.) પધારો પધારો દેવાંશી પ્રવાશી (ઉભો થઇ નજીક જઇ) હું જોઇ આશ્ચર્ય પામું છું કેઃ—

આ ધડ વિનાનું શીષ ક્યાંથી, પ્રાણ કયમ રે' આપનો;
કહો કેમ ધડ તજવું પડયું; કોંણે કર્યો ક્ષત આપનો;
છે નામ શું ધારણ કર્યું; ને ઠામ ક્યાં છે આપનો;
શું છે પ્રયોજન આગમનનું, કહો ખુલાસો આપનો.

**રાહુ**:—રાજન્! તમને મારાથી અણજાણ્યા જોઈ આશ્ચર્ય પામું છું. હું કશ્યપ મહર્ષિનો પુત્ર, મારૂં નામ રાહુ છે. સાંભળો—

એક દીન હરિ–હર શુર મળી, ઈંદ્રાદિ સંગે આવિયા,
શુભ સમુદ્રમંથન કાજ, મંદરાચળ ઉપાડી લાવિયા;
તમ તાતને દમી–દોહીને, તે ચૌદ રત્નો લઈ ગયા;
રત્નો રૂપી સત્વો ગયે, તે આપ ખારા થઇ રહ્યા;

**તમ** તાતનો હું પક્ષ તાણી, દેવની સામે ગયો,
મસ્તક ઉડાવ્યું માહરૂં, ને હાલ મારો આ થયો.

માહરૂં આવવાનું કારણ એજ છે. આપ આપના પિતાનું **વૈર** લ્યો. જેને તમારા જેવા પરાક્રમીપુત્ર હોય તેના પિતાને માથે ટાણો કેમ **રહે**? પુત્ર તો તેજ કે જે પિતાની ગયેલી આબરૂ પાછી વાળે. (શુક્રાચાર્યજી તરફ ફરી) કેમ શુક્રાચાર્યજી ખરૂં કે નહીં?

**શુક્રાચાર્ય**:—ખરૂં છે; સપુત પુત્રે પિતાનું વૈર લેવુંજ જોઇએ.

**યોધ્ધા ૧ લો**:—હા. બસ લેવુંજ જોઇએ. શું એક મેહનત કરી રળે, ને બીજો આવી પેટ ભરે?

**ભુખરૂં**:—હા. ભાઇ એમ તો બને છે. આંબો રોપે છે કોઇ, ને કેરી ચુશે છે કોઇ.

**યોધ્ધો ૧ લો**:—એ તો ઝાડ છે.

**ભુખરૂ**:—(સ્વગત) વાહરે અક્કલના ઝાડ (પ્રકાશ) ખોદે છે કોળ ને કેમ ભોગવે છે ભોરંગ?

**યોધ્ધો ૧ લો**:—તે તો જનાવર છે.

**ભુખરૂ**:—(સ્વગત) વાહરે એ પગના જનાવર. (પ્રકાશ) તો બરાબર બદલો વાળવોજ જોઇએ. નાગને છંછેડીએ છીએ તો તે કરડવા ચુકે છે?

**યોધ્ધો ૧ લો**:—નહીંજ. જુઓને ભીંતને મુકકી મારીએ છીએ તો તે બદલો લેવા ચુકે છે કે?

**ભુખરૂં**:—બેશક નહીંજ.

**યોધ્ધો ૧ લો**:—તો આપણે મનુષ્ય જેવા મનુષ્ય થઇને કેમ ચુકવું જોઇએ?

**જાળંધર**:—(કાળ દેનો સંકોચિત) ઉફ્: શું રાહુજી આ તમારૂં કહેવું સત્ય છે? શું તેઓએ મારા પિતાને આટલા બધા દમ્યા છે? આ વાત સાંભળી (હથીઆર ખખડાવતો) મારા બાહુઓ તો શું પણ રૂંવે રૂંવાં વેર લેવાને ખડાં થઇ ગયાં છે (શુક્રાચાય તરફ જોઇ) ગુરૂજી તમે જાણતા હતા તો અત્યાર સુધી મુગા કેમ મરી **રહયા**? (ચપટી વગાડી) જલદી બોલો કયાં કયાં રત્નોની કોણે કોણે ચોરી કરી છે;?

**શુક્રાચાર્ય**:—(સલજ્જ) હા લક્ષ્મિ કૌસ્તુભ શંખ સ્નારંગ ચતુરભુજ ચોરી ગયા,

**જાળંધર**:—(ઉદ્વેગ ગ્રસ્ત) તોહું ચતુરભુજ વિષ્ણુંના બીજા કહો ચોરો કયા?

**શુક્રાચાર્ય**:— છે પારિજાતક કામધેનૂ, ગોડી અૈરાવત વળી,
રંભા સહિત ઇંદ્રે લિધાં છે, પાંચ રત્નો સૌ મળી,

**જાળંધર**:—(ગર્જતો) ઓ ઇદ્ર તારી સ્વર્ગ કેરી, સાહયબી પળમાં હરૂં,
બસ માન મોડું ટેક તોડું. રણમાં રોળું ના ડરૂં.

ઉફ્: ઇંદ્ર! તું એમ નહીં સમજતો કે તારૂં મેઘ ધનુષ્ય જોઇને (મુછ મરોડતો) આ નરકેસરી ડરી જશે. જો જો તેને માટે આ ગદા તૈયાર છે. તું એમ ન સમજતો કે મેઘમંડળ જોઇ થરકી જશે. આહ: બસ એને માટે તો મારાં ક્રોધ મુકત નેત્રોની જ્વાળજ બસ છે. રખે તારા વિજળીરૂપી ભાલાનું ગુમાન રાખતો, (ગદા બતાવતો) તેને તોડવાને આ લોહવેડ બસ છે. ગર્જનાના ગોળાઓથી નહીં ડરાવતો, અહીંયાં તો એવી હજારો નોદવતો ગરગડયાંજ કરે છે. (શુક્રાચાર્ય તરફ ફરી) વારૂ બીજા ચોરો કયા કયા?

**શુક્રાચાર્ય**:—(સવિનય) અમૃત કેરો કુંભ છે, શેષ નાગની પાસ;
સપ્ત મુખી ઘોડો રહે, સુરજ જોડે ખાસ.

**જાળંધર:**—(વધારે છંછેડાતો) ઉફ:...શું અમૃતનો કુંભ શેષ નાગની પાસે? અમુલ્ય હીરો ધાંદરાની કોટે? નહિ નહિ. શેષનાથ? તું અમૃતનો કુંભ લેઇને કમાઈ ગયો જાણીશ નહીં. તું સાતમે પાતળે સંતાશે, તો ત્યાં પણ આ બંદા હાજર થશે. અમૃતનો કુંભ લેશે, ને તને દંડ દેશે. તું જાણતો નથી કે મારી બેડી વિણા છે. જ્યારે રગે રગે મારૂં લોહી ઉકળી તે વિણાનું રૂપ ધારણ કરશે ત્યારે તારી શી ગતી થશે? ઉફ: સપ્તમુખી ઘોડાના ચોર સુરજ, તું તારે મન શું સમજે છે? ભલે એક સ્થળેથી બીજે સ્થળે નાસતો ફર. તારી દોરી મારા હાથમાં છે તને ખેંચી પૃથ્વી ઉપર પછાડવો મારે મન સ્હેલ છે. તું તારા પ્રચંડ પ્રકાશનો ગુમાન રાખતો હશે, પણ યાદ રાખજે કે બીજા તારાઓની માફક આ તારો એવો નથી કે તારાથી નિસ્તેજ થાય. (શુક્રાચાર્યજી તરફ ફરી) હવે કોઇ રહયા;

**શુક્રાચાર્ય:**—હા હજી છે—

સુરલોક માન ધન્વંતરીને, શીવ ચંદ અને વિષ લઇ વિચર્યાં,
સહુ સિદ્ધિ રૂડી તમ તાત તણી, હરિ એમ શુરોએ અનર્થ કર્યાં;

**જાળંધર:**—ઉફ: ફીકર નહીં. (ચપટી વગાડતો.) એ શુરલોકોને તો હું આમ મારીશ. ઝાડનું થડ હલાવવાથી પાકેલાં ફળ જેમ પડી જાય છે; તેમ ઈંદ્રરૂપ દેવવૃક્ષના થડને થરકાવીશ કે જેમાં સુરલોકનાં પણ સિદ્ધાં પાણી જોખાઇ જશે. આહ: પેલો સ્મશાની શંકર ગળામાં નાગ ઘાલીને વિષને સંતાડવા ધારતો હશે કેમ; પણ તે મારાથી હવે અજાણ્યું રહ્યું નથી. તું જોગી થઇ જંગલમાં ગમે ત્યાં સંતાતો ફર, પણ તને તારા ત્રીજા નેત્રથી શોધી કાઢીશ. તને સ્મશાનની ભસ્મ ચોળવી પંસદ છે તો યાદ રાખજે જોગટા તને તેજ ભસ્મમાં રગદોળીશ.

**જાળંધર:**— **ગાયન ૨૦ મું.**

મારીશ—કરીશ સહુ સુરોને...ઠાર
નહિ મુકું—ચુકું—રણે—રગડવા—મારીશ૦
પિતાને પિડીને પાપી પાર નહિ પામશો;
મારૂ—ત્રાહુ લોહી પાન
કરીશ ઓ બેગુમાન
ગાજે શું ગરવા—મારીશ કરીશ સહુ૦
ભુજંગ મણી લઇ પડાવી વીષવેલ વાવી,
સુતા સિંહને જગાવી જશો નહિ ફાવી;
શુરવીરો ચુકશો માં,
રણધીરો મુકશો માં;
ચાલો સત્વર સુર સંહરવા,
નહિ મુકું—ચુકું—રણે—રગડવા—મારીશ૦

**સકળ સભા:**—જાળંધર મહારાજનો જય થાઓ........................

(બધા રાજા રણસંગ્રામ માટે સજ)

**ટેબલો.**

**પ્રથમ અંક સમાપ્ત.**

# અંક બીજો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—રણવાસ.

પાત્રઃ—વૃંદા, સખીઓ, સેવિકાઓ ને પાછળથી છડીદાર સહીત જાળંધર વગેરે વગેરે.

વૃંદા-સખીઓઃ- ગરબો.

જો સખીરી ! ! આવે મારો હંસરાજ લોલ;
લટકે રમીને લ્હેરી લાલને રિઝાવિએ.—જો સખીરી૦

સાખી.

ઉદર સરોવર તટપરે, અંબુજ બે વિકસેલ;
મન મુકતાફળ અર્પવા, જુગતે રાખી મુકેલ.
................. ...... ................ ...

હંસણીની ચાલ ચાલી ચંચળ ચળાવિયે;
પિંજરે પુરીને હૃદય સ્નેહમાં રમાડીયે.—જો સખીરી૦

છડીદારઃ—(નેપથ્યમાંથી) ધીરવીર જાળંધર મહારાજનો જય થાઓ......

વૃંદાઃ—(સંકોચાતી સખીઓ પ્રતિ) એનો વખત બહુ વિત્યો. સૌ સૌને ઠેકાણે જાઓ; છડીદારનો અવાજ સંભળાયો. મહારાજ શ્રી પધારતા જણાય છે.

સખીઓઃ—(સવિનય પ્રયાણ કરતી) વારૂં બા આ ચા...............લ્યાં.

જાળંધરઃ—(મ્લાન મુખે પ્રવેશી) પ્રિયે ! !

વૃંદાઃ—(કરજોડી સ્વાગત્ કરી) પ્રભુ ! (નજીક આવી) આજે કેમ ઉદાસ જણાવ છો ?

જાળંધરઃ—(ધિમે સ્વરે) વિયોગ થવાનો છે તેથી.

વૃંદાઃ—(ગાભરી બની) નાથ આ શું બોલો છો? વિયોગ કેવો?

જાળંધરઃ—જોયા જેવો. યુધ્ધે ચઢવાનું છે; દેવોથી લઢવાનું છે.

વૃંદાઃ—(ભયભીત) મારા સૌભાગ્ય! આ શું બોલો છો ? હું તો જરાએ સમજી શકતી નથી.

**જાળંધરઃ**—મારા પિતાના ચોર મારવા છે; શત્રુ સંહારવા છે. આબરૂ મેળવવી છે; મીલકત મેળવવી છે.

**વૃંદાઃ**—(આંખો ચગચગાવતી) કઇ મીલકત? કયારે ચોરી થઇ?

**જાળંધરઃ**—એને તો ઘણી મુદત થઇ.

**વૃંદાઃ**—વારૂ ત્યારે આપે આજે કયાંથી જાણ્યું?

**જાળંધરઃ**—રાહુદેવે આવી મને સમાચાર કહ્યા.

**વૃંદાઃ**—શું રાહુએ આવી આપને સમાચાર કહ્યા? એ ચોરોને આપ ઓળખોછો ખરા?

**જાળંધરઃ**—(નિશ્ચયાત્મક શબ્દે) કેમ નહિ? હું ઓળખું છું, તું ઓળખે છે ને આખી દુનિયા ઓળખે છે. જેઓ ખોટો આડંબર રાખી દુનિયાંને છેતરનારા છે; પવિત્રતાનો ડોળ બતાવી બગલમાં છરી રાખનારા છે.

**વૃંદાઃ**—(અચંબો પામતી) સ્વામી! એવા તે ચોર કયા છે?

**જાળંધરઃ**—(સક્રોધિત) અરે પેલો વિષ્ણું, મારી બેન લક્ષ્મિજીનો પતી, જેને આખી દુનિયા પરમેશ્વર કહી પૂજે છે. ઓલ્યો કપટી શંકર, જેને આખી દુનિયા ભોળાને નામે ઓળખે છે. પેલો આજ કાલનો ઇંદ્ર, દુનિયા જેને જીવનગાળો સમજે છે અને ભુખડુ બારસ જેવો પેલો સમજણ વગરનો સુરજ! મારા પિતાના રે મારા ચોર છે.

**વૃંદાઃ**—ત્યારે શું આપ તેમની સાથે યુદ્ધમાં ઉતરશો?

**જાળંધરઃ**—હા. હું અને મારી ગદા બન્ને.

**વૃંદાઃ**—પ્રાણેશ; આ શું બોલો છો?, એઓ દેવ અને આપણે મનુષ્ય. એમની સાથે વાણીએ ન વદાય, તો યુદ્ધમાં કેમ ઉતરાય?

### ગાયન ૨૨ મું.

મ્હારા મોતી દાણા!! હો સુભાગી શાણા
નવ જાઓ વિકટ રણમાં
સુર જનમાં......ડરો મનમાં......અણજાણ્યા—મ્હારા૦

વિષ્ણુ સાથે વેર કરીને,
પાછુ કોણ વળ્યું ફરીને;

નવ જાશો, અકળાશો, ગભરાશો, દુઃખી થાશો.
વ્હાલા મારા માનો, મમત મુકી દો, રસિકવર રાણા—મ્હારા૦

**જાળંધરઃ**—(ગળે વળગતો) પ્રિયા આ શું બોલો છો? કંઇક સ્ત્રીઓ પતિના શૌર્યપ્રવાહમાં એવો ઉમેરો કરે છે કે જેથી તેને અજબ તોર ઉભરાઇ આવે છે. સંગ્રામમાં જતાં તેને એવું પ્રેમામૃત પાય છે કે તેનો કદી નાશજ થતો નથી. હૃદયમાં એવો ઉત્હસ રેડે છે કે તેવો ઉત્સાહ રણસંગ્રામનાં વાજીંત્રો પણ પ્રેરી શકતાં નથી. ત્યારે આજે

તમે તો એથી ઉલટું મારા ઉછળતા ઉભરામાં ઠંડુ પાણી નાંખી મને ના હિંમતવાન કરવાનો પ્રયોગ રચ્યો છો.

વૃંદા:—વ્હાલા નહિ નહિ, મારા ઉપર આવો આક્ષેપ ન મુકો. તમે ચંદ્ર છો તો હું તમારી ચાંદની છું, તમે વૃક્ષ છો તો હું તમારી છાયા છું, તમે જળ છો તો હું તમારી કુમુદની છું; ને તમે મારા પ્રાણ છો તો હું તમારી કાયા છું. પણ શાણા સમજો છો, પ્રભુ દુભાય તો શી દશા થાય?

જાળંધર:—પ્રિયા!! તમારૂં પતિવ્રત જળવાય, તો મારો વાંકો વાળ ન થાય.

વૃંદા:—(તેજસ્ પ્રકૃતિએ) શું સાચું? એમ હોય તો આરંભો. મ્હારા તરફની ચિંતા રાખશો નહીં.

જાળંધર:—આ તમે અંતઃકરણથી કહો છો?

વૃંદા:—મારા માથાના મુગટ એ શું બોલ્યા? એક વખત નહિ પણ લાખ વાર. ધરતી ને આકાશ ભેગાં થાય, સૂર્યનો ઉદય પશ્ચિમમાં થાય ને નેવનાં નીર મોભે જાય તોપણ મારૂં પતિવ્રત નહિ ચુકાય.

જાળંધર:—(આનંદતો) તો તો રંગ રહે. વેર લેવાય ને વિજય મેળવાય.

વૃંદા:—જીવ જાય તોએ મારૂં મન નહિ ડગાય.

જાળંધર:—સુંદરી પણ શંકા થાય છે કે સ્ત્રી જાતિનો ભરોંસો કેમ થાય? વખત છે ને રણવગડે રઝળાવે તો.

વૃંદા:—શિયળ શણગાર આ શું બોલો છો? સાબીતી આપું તો તો સાચું માનશો કેની? (દાસી પાસેથી પુષ્પ માળા લેઇ) લ્યો આ કુસુમમાળા, મારા વૃતના પ્રભાવથી સદા વિકસેલીજ રહેશે. કરમાયતો જાણજો કે કંઇ વિઘ્ન છે.

જાળંધર:—(હર્ષિત) શાહબાશ, આતો સજ્જડ સાક્ષી.

વૃંદા:—વ્હાલથી વધારે શું હોઈ શકે?

જાળંધર-વૃંદા:— ગાયન ૨૩ મું.

શીળનીલમને શાણી સલુણી, સંભાળી સંભારી રાખો તમ સાથ,
શીયળ શરણી ત્યકત કરૂં નહીં, ડગ ભરૂં નહીં કુપંથે નાથ.—શી૦
પતિ વૃત સાર, શીયળ શૃંગાર,
છાંયડી ભવરણે સુખકાર;
વ્હેલા પતી વળજો તમે પાછા, સંહારી શત્રુદળ તતકાળ;
સુખે જાઓ.........................................રહો હુશીયાર—શી૦

(યુદ્ધપ્રયાણ.)

# પ્રવેશ ૨ જો.

સ્થળ—માર્ગ.

પાત્રઃ—ઈંદ્ર, દેવો, અને પાછળથી સૈનિકો સહીત જાળંધર વગેરે.

ઈંદ્રઃ—(વ્યગ્ર હૃદયે સહાયક દેવ વૃંદને આશ્વાસન દેતા) દેવગણો ડરતા નહિ; જાળંધરને જોઈ પાછો પગ ભરતા નહિ, બહુ તેજસ્વીનો બહુ વહેલો નાશ થાય છે. પૂર્વે આના જેવોજ અસુર હિરણ્યાકસ્યપૂ પેદા થયો હતો, ત્યારે નૃસિંહ ભગવાને તેનો નાશ કર્યો હતો. બળીના બળનું મોચન કરવા કમળલોચનાને વિચરવું પડયું હતું. તેમ આ અસુરનો પણ સંહાર કરવાને ઘનસ્યામજીએ ઘાટ ઘડયોજ હશે.

દેવ ૧ લોઃ—શકકેતુ શકકેતું!! શું અમને તેનાથી ડરતા સમજો છો? ના ના એમ જાણતાજ નહિ, વેરીના બળને વખાણતાજ નહિ. મરવામાં મોટાઈ છે; પણ મોં છુપાવવામાં છોટાઈ છે. જીતિશું તો જશ લઈશું; અને મરીશું તો સ્વર્ગમાં સ્થપાઈશું. અમને તો બન્ને તરફથી લાભ છે, (અન્ય સહાયકો પ્રતિ) કેમ સુરગણો સાચી વાત છે કેની?

સર્વે દેવોઃ—સત્ય છે સત્ય છે સત્ય છે.

ઈંદ્રઃ—(સતુષ્ટ ચ્હેરે) હાશ......હવે મને હિમ્મત આવી. જાણે હમણાંજ હું જય પામી ચુકયો. ચાલો ત્યારે જે કામની તમને જીજ્ઞાસા છે તે પૂર્ણ કરવા આપણે યુદ્ધસ્થળે જઈએ.

સર્વે દેવોઃ—(પ્રયાણ કરતા) ઇંદ્ર મહારાજનો.......જય......થાઓ.

જાળંધરઃ—(પાછળથી પ્રવેશી) ઉફ્ઃ જોઉં છું હવે જોર. (પોતાના લશ્કર પ્રતિ) રણવીરો હવે તમારો વખત છે. વિજળીરૂપી ભાલા ચળકાવી શત્રુદળ સંહારવાનો સમય છે. તમારાં તિવ્ર બાણો આશાડ માસની હેલી પ્રમાણે વરસાવો. વાદળમાંથી વિજળી પડી પર્વતને જેમ ફાડી નાંખે છે તેમ તમારાં ખંજરોથી શત્રુદળનાં કાળજાં ચીરી નાંખો. માયાનો ધર્મ મુકી દ્યો; ને કાયાનો ધર્મ ભુલી જાઓ. આ દેહને વાયુના ગોળા સમાન ગણી બળ દાખવવામાં પાછી પાની ન કરો. આજે આપણે એવું પરાક્રમ બતાવવાનું છે કે જે યાવતૃચંદ્રદિવાકર સુધી ન ભુંસાય.

સરદારોઃ—(શસ્ત્ર સહિ નમન કરતા) સાંભળ્યું ને સ્વીકાર્યું. (પ્રયાણ કરતા) જાળંધર મહારાજનો.......જય......થાઓ. (જાય છે.)

## પ્રવેશ ૩ જો.

---

**સ્થળઃ યુદ્ધસ્થાન.**

**પાત્રઃ**—ઇંદ્ર, દેવો, અને પાછળથી ગરૂડારૂઢ વિષ્ણું અને સૈન્ય સહીત જાળંધર વગેરે.

**ઇંદ્રઃ**—(આસુરીબળથી કંપતો દેવગણોસહ) હે કમળાસની બ્રહ્મદેવ રક્ષણ કરો રક્ષણ કરો. સંખ્યાબંધ સુભટોની છાતીને થરકાવનારા આ અસુરને વારો કે સંહારો. બળીયાનાં બળ પાણીમાં ખોળાઇ જશે; સુરવર્ગ ગણુમાં રોળાઇ જશે. પ્રભુ પ્રેમ લાવો ને મદદે આવો. (મૌન સેવી પુનઃ) અરે પ્રજાપતિ! ઉત્તર કેમ નથી આપતા? ન સતાવો આવો ને બચાવો.

**આકાશવાણીઃ**—(અદ્રશ્ય) ઇંદ્ર મદદ આજે તને, મુજથી નહીંજ અપાય;
માગ્ય મદદ વિષ્ણું તણી, તે તુજ કરશે સાહ્ય.

**ઇંદ્રઃ**—(નિરાશાજનક સ્વરે) ઓહઃ—(કાને હાથ દેઇ નિઃશ્વાસ નાંખતો) આ તો બ્રહ્મદેવે પણ હિમ્મત મુકી દીધી. લાવ હવે તો એજ કરૂં, વિષ્ણુને સ્મરૂં. હે પરમપ્રતિપાલક વિષ્ણું, સચરાચર સ્વામિ હવે તો અમને તારોજ આધાર છે. બ્રહ્મદેવે તો અમને નિર્મુખ કાઢયા પણ દીનબંધુ તારે તેમ ચાલવાનું નથી. સંકટના સરીગત સાહ્ય થા ને વારે ધા. તમે પ્રલ્હાદને મહા સંકટોમાંથી મુકત કર્યો હતો તો મને કેમ નહિ કરો? વિપત વિડારો; ને અંતર ઠારો. સુરલોક દુઃખી થાય છે; ઇંદ્રાસન જાય છે.

**વિષ્ણુંઃ**—(અદ્રશ્ય આકાશવાણીદ્વારા) શાંત થા સુરેન્દ્ર શાંત થા. (ગરૂડ ઉપર બિરાજીત થયેલા આકાશ મંડળમાંથી પૃથ્વી તરફ ઉતરતા) શક્ર! શક્ર! જો આ ચક્ર. તારી મદદ માટે લાવ્યો છું વારે આવ્યો છું.

**દેવોઃ**— (સર્વે આનંદ મગ્ન ચ્હેરે નમન કરતા)-

જય જય વિષ્ણું જગપતિ, કમળ નયન કરૂણાળ;
શરણાંગતને સુખ કરા, દુઃખ હર દિનદયાળ,

**દેવો-ઇંદ્ર-વિષ્ણું** **ગાયન ૨૪ મું.**

તારણ કારણ તું જગ ધારણ
તું જગ કારણ હે ભિડભંજન
સરજનહાર સહુના.........દાતા—તારણ૦

**સાખી.**

શાંત શાંત શીદ શક્ર તું, વ્યર્થ કરે કલપાંત;
અસુર નિકંદન ઝટ કરી, સ્થાપીશ શાંતિ નિદાન.—તું૦

**જાળંધરઃ**-(સૈન્ય સહીત ધુરકતો પ્રવેશી) ઉફ્ઃ મારો-કાપો-સંહારો.

**ઇન્દ્ર:**—(ગભરાતે ચ્હેરે) જુઓ જુઓ પ્રભુ એ પેલો દુરાત્મા જાળંધર આવ્યો.

**વિષ્ણુ**—(ગાંભિર્ય દર્શક ચ્હેરે) આવવા દો. એની સ્વાગતા કરવા આ સુદર્શન ચક્ર તૈયાર છે.

**જાળંધર:**—(વિષ્ણુ સામે આવી) ઉફ્: આ રહયો શીકાર. બોલ બોલ કોણુ તું વિષ્ણું કે?

વારે ચઢયો છે ઇંદ્રની પણ ઓળખે છે તું મને,
સંભાળી સામો આવજે જીવતો ન જાવા દઉં તને;
ઘર જાય ભાંગી ભગનિનું, તેથી ડરૂ મનમાં જરા,
નહિતો બતાવત હાથ હમણાં, વાર નહીં લાગત જરા.

**વિષ્ણુ:**—(સામે તિવ્ર કટાક્ષે જોઇ) શું તારૂં સગપણુ બતાવી બચાવ કરવા ધારે છે; નિરદોષી જનોને રણુમા રોળી ભુલ છુપાવવા માગે છે? તારા જેવા કાયરજનો સગપણુ શોધી ભલે રોતા; પણુ શુરવીરો તો સંગ્રામ સજ્યા પછી સગપણુ સામુ નથી જોતા.

**જાળંધર**—વાહ: શું મારા જેવા સગપણુ શોધી રડનારા? ને તારા જેવા યુદ્ધે ચડનારા કે? આવ આવ તેનો ખુલાસો હું તને આ ઉજ્જડ ભુમી પાસે અપાવું. (એકદમ ફાળ ભરતો) ચોરી ઉપર સરજોરી કરનારાઓ આવો આવો. ભરો બાથ, જુઓ મારો હાથ (લડાઇ થાય છે તેમાં છેવટે દેવવૃંદ નાશી છુટે છે ને જયધ્નની કરતું જાળધરનું લશ્કર આનંદ પ્રવર્તાવે છે)

---

## પ્રવેશ ૪ થો.

---

### સ્થળ: માર્ગ.

**પાત્ર:—વિષ્ણું, ઇંદ્ર, શંકર, કૃત્યા, શુક્રાચાર્ય ને પાછળથી જાળંધર વગેરે.**

**વિષ્ણું:**—(અફસોસ કરતા) અજબ જેવું. આશું? મારૂં અજીત સુદર્શન ચક્ર અફળ કેમ જાય છે? જેને ચાક ચઢાવતાં આખું બ્રહ્માંડ થરથરી ઉઠે તે આ શત્રુ સૈન્ય તરફ જતાં નિર્ગત કેમ થાય છે, સામેના સૈનિકો તેટલાને તેટલાજ જણાય છે. આ શું આશ્ચર્ય?

**ઇન્દ્ર:**—(કરજોડી દાસત્વપણે) પ્રભુ શું કહું કથી; ચક્ર નિસ્તેજ નથી. પણુ શત્રુનો પક્ષ સતેજ છે તેનું કારણુ તો શુક્રાચાર્યજી મરેલાંને સંજીવન કરે છે બસ એજ છે.

**વિષ્ણું:**—બરાબર છે. એ મૃતસંજીવન વિદ્યા જાણે છે. એ બાજુથી એને નિરાધાર બનાવું. શંકરનું સ્મરણુ કરી બોલાવું; તેમની દ્વારા તેનો ઘાટ ઘડાવું. (આંખ મીંચી પ્રાણાયામ કરે છે એટલે પાતાળમાંથી શંકર પ્રગટ થઇ નમન કરતા) નમસ્તે પ્રભુ:

**શંકર:**—નમસ્તે પ્રભુ: મને સ્મરવાનું કારણુ?

**વિષ્ણું**—જાળંધરનું બળ ખાળવાને; સુરવર્ગને પાળવાને. દૈત્યનો દંભ તોડવાને, શુક્રાચાર્યજીની મૃતસંજીવન વિદ્યા મોડવાને (જરા અટ્ટહાસ્ય કરતા.) કહો આ કામ થશે કે ભુલાઇ જશે?

શંકરઃ—અવિનાશી આ શું બોલો છો? આપની આજ્ઞા ઉઠાવવામાં વિલંબ હોય ખરો! પ્રથમ આપ શુક્રાચાર્યને કોઇ પ્રકારે અહીં પકડી મંગાવવાનું કામ કરો તો પછી હું કૃત્યા ઉત્પન્ન કરી તેને સોંપી દઉં. તે તેને પોતાના ભગસ્થાનમાં સંતાડશે; કે મલીન સ્થાનના સ્પર્શથી તેની સર્વ વિદ્યા લય થશે,

વિષ્ણું:—ખરાબર છે. ગુપ્તસ્થાનમાં સંતાડશે એટલે પરિણામ એજ આવશે. (ગરૂડ તરફ જોઇ) પક્ષીરાજ! અહીંથી જા ને જાળંધરના સૈન્યમાં મરેલાને સંજીવન કરે છે તે શુક્રાચાર્યને અંતરિક્ષ ઉપાડી અહીં આણ) (ગરૂડ નમન કરીને ગયા પછી શંકર પ્રતિ) જોગેશ્વરા શુક્રાચાર્ય તો આવ્યા જાણો. તમે કૃત્યા ઉત્પન્ન કરી તૈયાર થઇ રહો.

શંકરઃ—(પુજ્ય દ્રષ્ટે) સાવધાન. (જળઅંજલી છાંટવાથી કૃત્યા ઉત્પન્ન થાય છે.)

કૃત્યાઃ—(પાતાળમાંથી ભયંકર અવાજ સાથે પ્રગટ થતી નમન કરી) શંભુ શી સેવા?

શંકરઃ—(માથે હાથ મુકતા) સેવામાં એજ કે હમણાં અહીં શુક્રાચાર્ય આવે છે. તેને ઉપાડી તું તારા મલીન સ્થાનમાં મુકી દે કે તેથી તેની સઘળી મૃતસંજીવન વિદ્યા નાશ પામે (વિંગ તરફ આંગળી કરી) જો પેલો ગરૂડ શુક્રાચાયને ઉપાડી લાવ્યો. સત્વર કર.

શુક્રાચાર્ય:—(આક્રંદ સહીત) અરે ધુર્ત વિષ્ણું, આ તારી શી કપળ જાળ? મને આપે કેમ પકડી મંગાવ્યો?

શંકરઃ—(કૃત્યોને) શું જુએ છે? ઉપાડ એને.

કૃત્યાઃ—(ગર્જના સહીત) અલો...લો—લો. (શુક્રાચાર્યને ઉપાડી જાય છે.)

વિષ્ણું:—શંકર! હવે આપણે જાળંધરની જડતી લેઇએ તો ઠીક.

શંકરઃ—હા ચાલો. આપ જેમ કહો તેમ કરવા હું તૈયાર છું. (બન્ને જાય છે.)

જાળંધરઃ—(ઉગ્ર શબ્દે ગર્જતો.) દુષ્ટો કયાં નાશી ગયા? ગુરૂ શુક્રાચાર્યને કયાં લેઇ ગયા? હં બરાબર છે. આ સર્વે પેલા પાપના પોળીયા વિષ્ણુંનાં ચરિત્ર છે. ઓહ; વિષ્ણું આવી રીતે રંજાડી તું મને નિર્બળ કરવા ધારતો હોઇશ, પણ નહિ એમ માનતોજ નહિ. આથી તો હું વિશેષ સબળ બન્યો છું. મારાં રોમે રોમ બાણુરૂપ થયાં છે. નહીં મુકું દુષ્ટો નહિ મુકું. (કુદતો જાય છે.)

---

## પ્રવેશ ૫ મો.

—:૦:—

**સ્થળઃ વિષ્ણું સદન.**

**પાત્રઃ—દેવો, વિષ્ણુ, લક્ષ્મિજી, ને નારદજી વગેરે.**

દેવોઃ—(આક્રંદ કરતા.) પાહિમામ્ પાહિમામ્ પાહિમામ્.

વિષ્ણું:—(આશ્વાસન આપતા) ગભરાશો નહિ. જાળંધરરૂપ ગર્વિષ્ટ ઘુવડની શુક્રાચાર્યરૂપ એક પાંખ તો તોડી નાંખી છે ને બીજી તોડવાના વિચારમાં છું.

**સર્વે દેવો**:—(નમન કરતા) તો તો શુળ જાય અને આનંદ થાય.

**વિષ્ણુ**:—નિશ્ચિંત રહો. એનો નિવેડો હું હમણાંજ લાવું છું. (નેપથ્ય તરફ જોઇ) ખગેશ! જા લક્ષ્મિજીને અહીં લઇ આવ.

**ગરૂડ**:—(સન્મુખ આવી) જેવી આજ્ઞા. (જાય છે.)

**વિષ્ણુ**:—(દેવો પ્રતિ) દેવો, હવે થોડો વખત સંકટ વેઠવાનું છે. જમલોકમાંથી જમદુતો આવી પહોંચે એટલીજ ખોટી છે. આપણું નામ લીધું છે ત્યારથીજ એણે મોત માગી લીધુ છે. સર્વે પોતપોતાને સ્થળે પધારો.

**દેવો**:—(નમન કરતા) જેવી શ્રીમુખની આજ્ઞા (જાય છે)

**વિષ્ણુ**:—(સ્વગત) હમણાં લક્ષ્મિજી આવશે; એટલે આપણુને પણ ફાવશે. એમને વચનથી બાંધી લઉં; મારૂં કાર્ય સાંધી લઉં, (નેપથ્ય તરફ આંગળી કરી.) ઓહોઃ આવતાં દેખાયાં પણ ખરાં. (ઢાવકી ઢબે બેશી જાય છે.)

**લક્ષ્મિજી**:—(પ્રવેશ કરી નમ્રતાપૂર્વક નમન કરતાં) પ્રાણવલ્લભ! અચાનક કેમ એકાએક આપની આ દાસીને બોલાવવી પડી? (વિષ્ણુને ફરી બેઠેલે અબોલે ઢોંગે જોઇ) રસિયા, રસિયા, શા સારૂં આ અબોલા! શામળા મારા સમ છે શરમાઓ નહિ.

**વિષ્ણુ**:—સલુણી; સમ શું કરવા દ્યો છો. વાત તો વિત્ત વગરની છે (અચકાતી ઢબે) જાઓ નહિજ કહું.

**લક્ષ્મિજી**:—(વધારે વિચારગ્રસ્ત થતાં) અરેરે અચાનક આશું? એવું તે શું છે કહી દ્યો. મારો જીવ ન દુભાવો.

**વિષ્ણુ**—(ઉંડા વિચારમાં બોલતા હોય તેમ) મારાથી નહિ કહેવાય.

**લક્ષ્મિજી**:—પણ મારાથી સાંભળ્યા વગર કેમ રહેવાય? વાલમજી વાત કરો નહિ તો વિપરીત થશે.

**વિષ્ણુ**:—એમજ. કહયા વગર નહિંજ ચાલે?

**લક્ષ્મિજી**:—ના ના નહિજ ચાલે.

**વિષ્ણુ**:—(જમણો હાથ આગળ લંબાવતા) તો આપો વચન કે હું કહું તે કામ તમે કરશો.

**લક્ષ્મિજી**:—નાથ એ શું બોલ્યા? આપના પગલામાં પગલુ ભરનારીની, આ આપની ખાતર પ્રાણ આપનારીની એય અણુપતિજ કે? (વચન આપતાં) ભલે લ્યો વચન. આજ્ઞા ઉઠાવવા તૈયાર છું.

**વિષ્ણુ**:—(સ્વગત) બસ એટલીજ વાર છે. (પ્રકાશ) દેવી એ તો એમ છે કે હાલમાં આ અસુરવૃંદ વિશેષ બળમાં છે, માટે તમે તમારા જાળંધર ભાઈ પાસે જઈ તેના મૃત્યુનું નિમિત્ત પુછી લાવો. તો આ પળે બહુ ઉપયોગ લાગે.

**લક્ષ્મિજી**:—(શોક સંસ્તબ્ધ) ઓહઃ કુટીલ કર્ણો આ હું શું સાંભળું છું. પ્રાણ તું આવાં કઠણ વચન સાંભળતાં પહેલાં દેહ પિંજરમાંથી ઉડી કેમ ન ગયો? દુર્ભાગીદેહ તું પંચત્વ કેમ પામતી નથી? સહોદર ભાઇનું મોત હાથરે હાય (પૃથ્વી ઉપર પછડાય છે.)

વિષ્ણુ:—(આંખ મિચકારા કરતા) પ્રિયા ઓચિંતું શું થયું કે પડી ગયાં (પવન નાંખતા) શાંત થાઓ. શાંત થાઓ.

લક્ષ્મિજી:—(સાવચેત થઇ વિષ્ણું પ્રતિ ) પ્રાણુ ! આટલા માટે આવડું બધું કપટ; મારા પિતાને તેમનાં રત્નો હરી લેઇ પાયમાલ તો કરી નાંખ્યા, ને છેવટે બાકી રહેલો આ એક મહિયરના દીપકને પણુ હોલવવા ધારો છો? મારે માથે કલંક ચઢાવ-રાવી વગોવરાવવા ધારો છો? મારે તે મારા ભાઇનો પક્ષ પકડવો જોઇએ કે પારકાનો ?

વિષ્ણું:—વાહરે વાહ લક્ષ્મિજી. ત્યારે હું તો સમ ખાવાનોજ સ્વામિ કે? ખરી પ્રીતિ તો મહિયરની, સ્વામિ વિના સમજાય; પણુ ભાઇ વિના કંઇ જન્મારો જાય? આ તે મારા પગલામાં પગલું ભરનારાં કહેવાઓ; કે એક પગલું આગળ ચાલનારાં કહેવાઓ?

લક્ષ્મિજી:—(આક્રંદ કરતાં) હદ થઇ હરજી હદ થઇ. આ તમારી અવળ આંટિયો મારાથી કેવી રીતે ઉકેલાય ?

વિષ્ણું:—ન ઉકેલાય માટે શું તોડાય? આ તો તમારી પરિક્ષા આવી છે પરિક્ષા. સંકટની પળે તમે કેવાં સરીગત થાઓ તેનો આ પ્રત્યક્ષ પરચો. આહઃ હવે મને સમજાયું કે સ્ત્રીઓના મુખમાંથી અમૃત ઉભરાય છે, પણુ હૃદયમાં તો ઝેર છલકાય છે. આવી સ્ત્રીઓથી સ્નેહ શા કામનો? આવા સ્વાર્થના કીચ્ચડ ભર્યા સંસારમાં ખદબદતા કીડાઓની પેઠે જીવન નિર્ગમવું તે કરતાં તો સન્યાસી થઇ જવું સારૂં. નારાયણ. નારાયણુ.

નારદજી:—(તુંબરૂ વાતા) નારાયણુ નારાયણુ નારાયણુ.

વિષ્ણું:—(નમન કરતા) પધારો મહર્ષિનારદ પધારો. આપ આ પળે ઠીક આવી પહોંચ્યા. મારૂં મન આ અસાર સંસારમાંથી તદ્દન ઉઠી ગયું છે, માટે મને સન્યસ્ત દિક્ષાનો ઉપદેશ આપો કે આ દુસ્તર સંસાર તરાય; ઐહિક ઉપાધી કપાય.

નારદજી:—(લક્ષ્મિજી તરફ ફરી) હું તમારાં બન્નેનો સંવાદ સમજી ગયો છું. તમે ખોટી હઠ લ્યો છો. સાસરૂં એ સુવર્ણ અને પીએર તો પીતળ. અખંડ હેવાતન પનોતા પતિથી નહિ કે ભાઇની ભલાઇથી. સમજી જાઓ તો સારું નહિ તો પરીણામ પિઠયાકારી ( વિષ્ણું તરફ આંખ મારતાં ) નારાયણુ નારાયણુ નારાયણુ.

લક્ષ્મિજી:—(નારદજી પ્રતિ વંદન કરતી) શું કરૂં મહારાજ ?

નારદજી:—(જરા હાસ્યકરતા) વાહ લક્ષ્મિજી વાહ. શું કરવું તે પાછું મારે કહેવું પડશે કે? પુરુષ હઠ કયાં નથી જાણુતાં? એમની હા એ હા ને ના એ ના એટલે પત્યું....

લક્ષ્મિજી:—(અંતઃકરણુપ્રતિ શોચતાં સ્વાગત) નારદજી કહે છે તે ખરૂં છે, બાજી હાથથી જશે તો બુરૂં થશે (પ્રકાશ વિષ્ણું પ્રતિ) પ્રભુ ક્ષમા કરો. હું મારો પતિધર્મ ભુલી છું. તમારા શ્રેયમાંજ મારૂં શ્રેય ધારૂં છું; સોંપેલી સેવા સ્વીકારૂં છું.

વિષ્ણું:—(આંખ મારતાં અટ્ટહાસ્ય કરી) લક્ષ્મિજી ઠોકર ખાઇ ઠેકાણે આવ્યા ખરાં (લક્ષ્મિજી પ્રતિ વળી) તો વિલંબ નકામો છે. તાકીદે જઇ સિધા સમાચાર શોધી લાવો; દેવ-રક્ષણુમાં આત્મનિષ્ઠા દર્શાવો.

લક્ષ્મીજી:—(ગરૂડ ઉપર વિરાજીત થતાં નમન કરી) આજ્ઞાંકિતોએ આજ્ઞા ઉઠાવતાં અંતઃકરણની ઇચ્છાનો પરિત્યાગ કરવો ઉચિત છે. (માથુ હલાવી નિઃશ્વાસ નાંખતાં વિદાય થાય છે.)

નારદજી:—(વિષ્ણુ પ્રતિ) પ્રભુ હવે નિશ્ચિંતે સ્વયંમરો સિધાવો. એનો વાંધો ત્રીજા ત્રાહિત વગર ન ભાગે. (મશ્કરી કરતા) સમજ્યા શામળીઆ......

વિષ્ણુ:—(હસતા) એમજ છે. (નમન કરતાં વિદાય થાય છે.)

નારદજી:—આ હા હા હા હા, કપટમાં કેવું દૈવત જણાય છે? એનાથીજ દુનિયાં જીતાય છે

ગાયન ૨૫ મું.

ફરયું જગ ફંદે સ્વચ્છંદે આનંદે બુરી ગોહ જાળમાં,
કુરકાળમાં, ઝેરી ઝાળમાં, બુઢ્ઢા જુવાનીયા બાળમાં.—ફરયું૦
અબળ સબળ નર, કરે છે કપટની કળમાં,
દેવમાં દૈત્યમાં, પિંડમાં પ્રેતમાં જોગી જતીની જંજાળમાં—ફરયું૦

---

# પ્રવેશ ૬ ઠો.

—:o:—

સ્થળ ભુખરૂનું ઘર.

પાત્રઃ—ચંચળ, ભુખરૂ, ને બે બહારના વટેમાર્ગુ બ્રાહ્મણો વગેરે.

ચંચળ:—(આંગળીઓના કડાકા ફોડતી) આ મારા ઘરવાળાનું તે કાંઇ માણસમાં લેખું થાય, એતો દુનિયાંનું પાપ ગણાય. જ્યારથી દરબારમાં બોલવે ચાલવે હુંશીયાર ગણાય છે; ત્યારથી તો બહુજ અભિમાનમાં તણાય છે. જ્યાં ત્યાં લપનછપન લગાવી ધુતી ખાય છે; પણ જાણતા નથી કે આબરૂ ઓછી થાય છે. (ખુશી થતી) હાશઃ સારૂં થયું કે જાળંધરજીએ જુધ્ધમાં જોડયા. નહિતર સારૂં સારૂં ખાવાનું ને ફક્કડ થઇને ફરવાનું માંગત, (કુખો બે હાથે તોડતી) ને આ મારી કુખોમાં લાહ્ય લાગત.

ભુખરૂ:—(પ્રવેશી સ્વગત) અહાહાહા. આ તાબુત તો અહિંજ ઉભું જણાય છે ને શુ? (માથું હલાવી નિઃશ્વાસ નાંખતો) હરી હરી હરી. જ્યારથી આ ઝોડ વળગ્યું છે ત્યારથી તો બંદા નરમ ઘેંસ થઇ ગયા છે. ખરૂં છે બાપુ ખરૂં છે ઘરડાંની કેહેવત ખોટી નહિ, જ્યારે દુનિયાદારીનાં ડફણાં વાગે, કે માથાની મહિલા મળે ત્યારેજ પુરૂષ પાંસરો થાય પાંસરો, જુઓને આ પ્રત્યક્ષજ પરખ્યો. કંઇક કુંવારા લાલીભર્યા લ્હેંકાય છે ત્યારે આ (મુચ્છો આંમળતો) મુચ્છ પુચ્છના મર્દ આમીલને પાંસળીએ પાંસળીઓ ગણાય છે. (ઘરમાં ડોકું ઘાલી) કેમરે......મારા ચતુરનયની ચંચળ! ચીતડાનાં ચોર?, મનડાનાં મોર.........

ચંચળ:—(ખાઉં કરડું મોંથી) શું છે તે? જુધ્ધમાં ગયા હતા ને પાછા અહીં ક્યાંથી આવ્યા?

ભુખરૂ:—(હાથ જોડતો) બાપુ આસ્તે બોલ્ય આસ્તે. ધીરી થઇને સાંભળતો ખરી. (નાકનો અવાજ કરતો) મેં તો આમ એક નસકોરાને અવાજે નવસેં નવ્વાણું દેવોને

નસાડયા. જ્યાં ને ત્યાં જળંધર મહારાજનો જય ગાજી રહ્યો છે. એ બધા પ્રતાપ કોના? જાણે છે? આ તારા દીલોજાન દીક્ષબરના (પરાણે હાથ લેઇ તાળી મારતો) હા. દોસ્ત.........હા...............

ચંચળ:—(બળાત્કારે હાથ ખેંચી લેઇ) શું ધુળ્ય? બધુંએય ગપ્પે ગપ્પ.

ભુખડું:—(મુચ્છ આંમળતો) ઠીક છે ત્યારે પાછળ શું થાય છે તે જોજે. લે ચાલ હાલમાં તો મારા મોંમાં પાણી છુટે છે પાણી.

ચંચળ:—(સાંભળ્યું ના સાંભળ્યું કરી) તારા ફંદ અને પ્રપંચથી તો હું ધરાણી.

## ગાયન ૨૬ મું.

પિટયા તું તો, ફંદી પ્રપંચી ને ગુમાની;
ભોળી હું તો, ભરમે ભરમાણી ? લોભાણી,
સરવર જળ બહુ સારૂં છે, પણ ખરેખરૂં ખારૂં છે.
લુંટયા પછી શેખઇ શાની—— પિટયા૦
વાહવા વ્હાલપ વરનારી, કળથી કામણ કરનારી;
છાનો...........ગણુ ગણુ મુઢ...........છાનો.
મર મુરખા !! મર છાનો !! છાનો રે' છેલાણી—પિટયા૦

ભુખડું—બસ થઈ હવે (પગે લાગતો) બસ. બાપલા મારૂં તો કાંઈ ઉકાળ.

ચંચળ:—હજી શું ઉકાળવાનું બાકી રહી ગયુંછ તે?

ભુખડું:—(હસતો) અરે એસ્તો. જરા મીઠું મીઠું ખાવાનું મન થયું છે મન.

ચંચળ:—(મરડમાં) મીઠું ખાવાનું?

ભુખડું:—હા.

ચંચળ:—ઠીક. જુલાબ લેવો હશે કેમ?

ભુખડું:—(સ્વગત) આ પણ બરાબર મારા માથાની છે તો. (પ્રકાશ) ના ના મિષ્ટાંન ખાવાનું મન થયું છે.

ચંચળ:—(ધુરકીને) અહીંજ ટાંગી મુકયું છે ના, તે જમતા જજો. (છણકો કરતી ચાલી જાય છે.)

ભુખડું:—(વિલા મોંથી) હું કયાં કહું છું? (સ્વગત) આ મારી સામું આંખ માંડીને જુએ છે ત્યાંતો મારા હૈયામાં ઉથલપાથલ થઇ છે. અહાહા બહાર તો બંદા બડે જાઉં ચડે જાઉં; ને ઘરમાં તો ખાસડા ખાઉં. કયાં મારા ભોગ લાગ્યા કે (કરમ કુટતો) આ શંખણીને શોધી લાવ્યો. ચાલ ભાઇ ચાલ આજતો કંઇક કરવુંજ પડશે, તે વિના એ રાંડ માને તેમ નથી. (વિચારી) શુ કરૂં? લાવ વાટે જતા બે બ્રાહ્મણોને પરોણા બનાવીને પકડી લાવું એટલે તેમની મેહેમાનગીરી ભેગી આપણી પણ તૈયારજ. (પ્રેક્ષક સામુ જોતો) શું કરીએ દોસ્ત બેમાંથી એક જણને કાંઇ નરમ ગરમ થયા વગર ચાલે? (જાય છે.)

**બે બ્રાહ્મણો**:—(નિઃશ્વાસ નાંખતા) અરેરે દીવસ આથમી જવા આવ્યો પણ કોઇ પારણાં કરાવનાર હરીનો લાલ મળ્યો નહિ. કયાંથી મળે ? સવારમાં કોઇ કંજુસનું મોં જોવાયલું કેની કે આ, આ......ખબો દીં......પ બાં......(સામા ટીચાતા ભુખરૂને) ભાઇ તારા કાં ભોગ લાગ્યા કે અમને ભેટયો. ?

**ભુખરૂ**:—(દુંદમાં માથું મારતો જાગ્રત થઇ) અરર મહારાજ મસ વાગ્યું. માફ કરજો બાપજી. શીદ જાઓ છો. પારણાં કરાવનાર કોઇ નથી મળ્યું ? મારા સમ નથી મળ્યું ? સાચું કહો તમને સેપટી કુતરીના સમ.

**બે બ્રાહ્મણો**:—(ગળે હાથ મુકતા) આ જજમાન રાજા તમારા ગળાના સમ. આજ તો સા.........વ લાસ્સા.

**ભુખરૂ**:—ગભરાઓ નહિ, ગભરાઓ નહિ. ચાલો આજ હુંજ તમારી ભુખનો ભભડાટ ભાગું. પણ હાં.........જો જો હું જે કહું તે હા એ હાજ કર્યા જજો. કઇ બોલતા નહિ.

**બે બ્રાહ્મણો**:—ભલે ભાઇ ભલે. તમે જેમ કહેશો તેમ પછી કંઈ ?

**ભુખરૂ**:—તો આવો મારી પાછળ (બ્રાહ્મણોને પાછળ લેઇ બારણા પાસે જઇ) સાંભળ્યું કે ? ઘરવાળાં ઓ ઘરવાળાં ?.........ઓ ઘરવાળાં ?

**ચંચળ**:—(ઠણુકતાં) શું..........છે..........?

**ભુખરૂ**:—(ઉતાવળે શબ્દે) શું છે શું ? બ્હાર આવો, બ્હાર આવો. (કાનમાં) જુઓ આ બે પરોણા આવ્યા છે. બનાવો બાકરી ને ઉડાવો લાપસી સમજ્યાં ?

**ચંચળ**:—એ તમારા શું સગા થાય ?

**ભુખરૂ**:—જાણતાં નથી ? કુટુંબી કહેવાય. ઘણે દહાડે આવ્યા છે માટે મેહમાનગીરી કરવી પડશે.

**ચંચળ**:—(સ્વગત) બશેર ધાન બગડશે. માટે લાવ પહેલેથીજ પાણીચું પકડાવી દઉં. (ભુખરૂ તરફ ફરી) ઠીક ત્યારે જાઓ તમે બજારમાંથી શાકભાજી લઇ આવો. હું રસોઇ કરવા માંડું છું.

**ભુખરૂ**:—(હરખાતો) હં બરાબર. પેચમાં આવી કે પાંસરી દોર થઇ. (પોતાનો ખભો થાબડતો) શાહબાશ બચ્ચા ભુખરૂ તેં પણ ઠીક લાગ સાધ્યો. (જાય છે)

**ચંચળ**:—(નેપથ્યમાંથી સાંબેલુ લેઇ ડસકાં ખાતી બ્રાહ્મણો સામે) હાયરે મુવા મેહમાનને મારનારા; શા હાલ થશે તારા ?

**બ્રાહ્મણો**:—(ભયભીત દેખાવે) બાઇ આ શું બોલો છો ? સાંબેલું તે શું કરવા મારે ? (ચંચળને વિશેષ ડચકાં ખાતા જોઈ) મારા સમ સાચું કહો ? કેમ બાઈ બોલતાં નથી; રડોછો શું કામ ?

**ચંચળ**:—(માથે હાથ અફાળતી) કઇ જીભે કહું રે બાપ ?

**બ્રાહ્મણો**:—(વધારે ગભરાતા) શુંછે તે તો જરા સમજાવો.

**ચંચળ**:—(ડચકાં ખાતી) તમને અહીં શું કહીને બોલાવ્યા છે ?

**બ્રાહ્મણો**:—માનતાના બ્રાહ્મણ જમાડવાના કહીને.

**ચંચળ**:—હં..........ત્યારે તો હમણાં આવશે; બરા.......બર માનતા વાળશે.

**બ્રાહ્મણો**:—કેમ વાર ?

**ચંચળ:**—બાપુ શું કહું, ઘરના ધણીની કુટેવ કહેતાં મને શરમ આવે છે. પણ તમે બ્રાહ્મણ છો એટલે બોલ્યાનો બાધ નહિ. તમારાં જેવાં કંઇક ભોળાંને ભાળે છે કે સમજાવીને લાવે છે. (સાંબેલું બતાવતી) જોયું આ સાંબેલું તમારા માટે છે; ઘરમાં ઘાલીને ઝપાટે છે (ડચકાં ખાતી) બાપ્ર તમારા ભોગ ફરી વળ્યા; એને કયાં સામા મળ્યા. એમ જાણી મને આંસું આવે છે. (ડચકાં ખાઇ કૃતિમ રડે છે.)

**બ્રાહ્મણો:**—હેં (ગભરાતા) શું ખરૂં કહો છો?

**ચંચળ:**—તો શું હજી પણ જુઠુંજ જાણો છો! આવે એટલીજ વાર છે; જુઓ ને આ સાંબેલું તો તૈયાર છે.

**બ્રાહ્મણો:**—(સામસામા) અલ્યા લાગે છે તો એવુંજ. નહિ તો આમ રસ્તે જતાં શું કામ લાવે? એક બીજામાં સટરં પટરં સમજાવે. હવે શું કરીએ કે જીવતા ઘેર પાછા ફરીએ? આ બાઇ સાથે કાંઈ દાવ પેચ રચીએ તો મરતા બચીએ; (પગે લાગતા) બાઇ બાઈ કહોને હવે ત્યારે અમે શું કરીએ, કે અહીંથી ઉગરીએ.

**ચંચળ:**—આ સાંબેલાનો માર ખાતા જાઓ; ને જરા હલકા થતા જાઓ.

**બ્રાહ્મણો:**—(પગે લાગતા) માડી કોઈ રીતે બચાવો.

**ચંચળ:**—તો જાઓ. (ઘર પાછળની બારી બતાવતી) પેલે પાછલે બારણેથી થઇને પસાર થાઓ

**બ્રાહ્મણો:**—(નીકળી જતા) બાઈ તમારૂં ભલું થાય.

**ભુખરૂં:**—(પ્રવેશતો શાકની ઝોળી સાથે) દોસ્ત આજે તો બજારની વાત ના કરો. પાપડી પાંચ આને શેર, ટીડોરાંના ત્રણ આના. દુધી બટાટાનાં દશદશ દોહોડીઆં. ને વેંગણ વટાણાની તો રેવડી દાણાદાણ. પસ્તાકીઆઓનીતો ગરદનજ કાપવી જોઇએ ગરદન (ચારે ખુણે જોતો) અંહી પરોણા બેસાડીને ગયો હતો તે કયાં ગયાં? સાલ્લા રફુચક્કર તો નથી થયા? (ઘરમાં ડોકી ઘાલી) સાંભળ્યું કે અલી...પરોણા કયાં ગયા?

**ચંચળ:**—(ઠમકતી) સાંભળ્યું હવે સાંભળ્યું. તમારા પરોણા તો પિટયા રીસાઇ ગયા.

**ભુખરૂં:**—અમસ્તી જુઠું બોલતી હઇશ. હા હા હા. હસતી હઇશ.

**ચંચળ:**—(ગળે હાથ મુકતી) તમારા સમ.

**ભુખરૂં:**—(આંખો ચગાવતો) શા સારૂં?

**ચંચળ:**—શું કહું? નજીવી વાત છે. એમને આ સાંબેલું જોઇતું, હતું. કહો આપણથી અપાય? મુવા હરામનું ટીચ્ચી જાય ને ઉપરથી સાંબેલુ પણ લેઇ જાય. આ તે કેવો અન્યાય? કહો જોઇએ એવું તે થાય?

**ભુખરૂં:**—ઓ તારીની. આતો વાવે લાગ, ને ઉગે અંકોલા જેવું થયું. લાવ આટલામાંજ જતા હશે. સમજાવી લાવી પાસરૂ પાડુ. કેણી ગમ ગયા? કેટલી વાર થઇ?

**ચંચળ:**—પાછલે બારણે થઇને હમણાંજ. જુઓ જુઓ થોડેજ જતા હશે.

**ભુખરૂં:**—(હાથમાં સાંબેલુ લેઇ સામ તરફનો ભાગ બતાવતો) આટલા માટે મેહેમાનને માઠું લગાડયું. મુંરખી આની તે શી મોટી વિસાત હતી કે પરોણાને પેટમાં તેલ કકડાવ્યું. લે ચાલ્ય રાંધી સિધી તૈયાર થઈ રહે. મેહમાનને પાછા વાળી લાવું (જાય છે)

**ચંચળ:**—(આંગળીઓના કડાકા મોડતી) જાઓ વરને વળાવું સંગાથે............

---

## પ્રવેશ ૭ મો.

———:o:———

**સ્થળ:માર્ગ.**

**પાત્રઃ—બે નાસતા હાંફતા બ્રાહ્મણો ને પાછળથી જુખરૂં**

**બ્રા૦ ૧ લોઃ**—(બીજા પ્રતિ હાંફતો) ભાઇ ઠીક થયું જે પેલી બાઇએ ચેતાવ્યા તે.

**બ્રા૦ ૨ જોઃ**—હા ભાઇ મારા ઉપર એક સપાટો પડતે તો હું તો ભોંય ભેગોજ થઇ જતે.

**બ્રા૦ ૧ લોઃ**—અરેરે મારો પણ જીવ જતે.

**બ્રા૦ ૨ જોઃ**—અરેરે કંઇનું કંઇ થતે.

**જુખરૂ:**—(સાંબેલુ બતાવતો દોડતો) એ......એ...ઉભા રહો મહારાજ ઉભા રહો. લ્યો આ સાંબેલું. મારા સમ. મારી ઘરવાલીના સમ. રીસાઇ ના જાઓ—એ—લ્યો—આ—

**બ્રા૦ ૧ લોઃ**—જોદેવભટ્ટ જો. રાંડનો બોલ્યો તો આવ્યો. નાસરે બાપ.

**બ્રા૦ ૨ જોઃ**—નાસ બાપ............રે.............(નાસાનાસ કરે છે)

**જુખરૂ:**—(આખરે હાથ નહિ આવવાથી) હ-તારીની (કપાળે હાથ ઠોકતો) કરમ વગરના કરસીનીયાને જાને તે શાં જાવાં? કરમમાં લખ્યું ડોળીયું તો ઘી કયાંથી ખાવાં ? કોણ જાણે રાંડે શી જુકિત જમાવી કે એ મારા બેટા વટાણાજ માપી ગયા. એક મરદ કરતાં ઓરતની અકકલ ચઢી ? નહિ બસ હવે ફીકકે મોંઢે ઘેર ફરવા કરતાં પરભાર્યુંજ યુધ્ધમાં પરવરવું ઉત્તમ છે. (ત્યાંથી પરભાર્યો યુદ્ધસ્થાન તરફ જાય છે.)

---

## પ્રવેશ ૮ મો.

———:o:———

**સ્થળઃ—લશ્કરી છાવણી.**

**પાત્રઃ—જાળંધર સહીત લશ્કરી ટુકડી, છડીદારો, અનુચરો, ને પાછળથી ગરૂડ ગામી લક્ષ્મિજી, વગેરે.**

**અનુચરઃ**—(દરબારમાં પ્રવેશી) જાળંધરજી મહારાજનો જય થાઓ (નમન કરી ઉભો રહે છે.)

**જાળંધરઃ**—(ઉગ્ર શબ્દે) બોલરે, શું કહેવા આવ્યો છે ?

**અનુચરઃ**—(સત્વભાવે) પ્રભુ ! બારણે આપનાં ભગીની પધાર્યાં છે ને તે આપે શ્રીને મળવા ચાહે છે.

**જાળંધરઃ**—( આસન ઉપરથી ઉછળતો સહષિત ) કોણ પુજ્ય ભગીની લક્ષ્મિજી; જા જા આનંદપૂર્વક પ્રવેશ કરાવ. (અનુચર જાય છે.)

**લક્ષ્મિજીઃ**—(ગદગદ કંઠે પ્રવેશી ઓવારણાં લેતાં) બંધુ ?

**જાળંધરઃ**—(સામે જઇ સત્કારતાં) પધારો બેન ! આજે કાંઇ આ ગરીબ બંધુ ઉપર અચાનક કૃપા ?

લક્ષ્મિજી:—(વધારે સ્પષ્ટ ગદ્દગદિત સ્વરે) વિરા...........

તેં યુદ્ધ કરવા અમર પ્રતિ, સાહસ કર્યું છે જ્યારથી,
મુજ ચિત્ત ચળવળતુ થયું, સંતાપમાં છું ત્યારથી;
ત્રીપુટી ભુંડી ત્રણુ દેવની, ત્રેવડ વિષે તારી ફરે,
એ કાળ દળ આગળ વિરા, તું શા પ્રકારે ઉગરે.
મહિયર મહિં એક દીવડો, તુજને દીઠે મનમાં ઠરે,
તુંજ વાળ વાંકો સાંભળી, મુજ જીવને પાછળ કરે;

(ખભે વળગી નિ:શ્વાસબધ્ધ શબ્દે.)

રત્નો બળ્યાં છો લઇ ગયા, શું પ્રાણુથીયે અધીક છે,
આ યુધ્ધ કરવું ઘો તજી, વિરા શિખામણુ ઠીક છે.

જાળંધર:—(ખભેથી લક્ષ્મિજીના હાથ દુર કરી કુદતો) ભગીની ભગીની આ શું બોલો છો? ભયૂ શું કામ પામો છો? હું એ દુષ્ટોથી કયારે ડરું તેમ છું? તમારા પતિને તો તમારી દયાની ખાતરજ જીવનો જવા દિધો છે. એ ત્રણુ દેવની ત્રીપુટી? આવવા ઘો આવવા ઘો એ દેવત્રિપુટી સાથે આખું સુર બ્રહ્માંડ કાં નથી ઉતરી આવતું?

રે જ્યાં સુધી ભાભી તમારાં શીયળવ્રત સૃજનાર છે;
એ ત્યાં સુધી કોઇ મને, કશુંએય શું કરનાર છે?

સમજ્યાં? (કંઠની પુષ્પમાળા બતાવી) જુઓ બેન આ પુષ્પમાળા. એ સૌભાગ્ય કુમુદિનીએ આપેલી છે; સજ્જડ સાક્ષી સ્થાપેલી છે. જ્યારે તેનું શીયળવ્રત તુટશે; ત્યારે એ પુષ્પનું યૌવન ખુટશે, જ્યારે તે ભરમાશે; ત્યારેજ આ કુસુમો કરમાશે. જો જો પણુ આ વાત કોઇને કહેતાં નહિ. જાહેરમાં ચરચાય તો બાંધી મુંઠી ખુલી જાય.

લક્ષ્મિજી:—અરે વિરા એ શું બોલ્યા? તમારી હિતચિંતક થઇ ખરાબીનાં દ્વારો કેમ ખોલી શકું? તમારા વિશેના સુર મંડળના રાક્ષશી વિચારો જાણી મારા પતિથી છુપી રીતે નીકળી આવી છું હવે નિડર થઇ. રજા આપો, હું જઇશ.

જાળંધર:—ભલે. લોહી ન તપે તો પછી પોતાનાં પરાયાંનો અંતરજ કેમ ઓળખાય? બેન મારે દ્વારે પહેલ વહેલાં આવી ખાલી હાથે પાછાં વળો તે ઠીક નહિ. લ્યો આ રત્નહાર સ્વીકારી આભારી કરો.

લક્ષ્મિજી:—વીરા તમારું ભલું થાઓ (જાય છે.)

---

## પ્રવેશ ૯ મો.

—:o:—

સ્થળ: જંગલ.

પાત્ર:—વિષ્ણુ, લક્ષ્મિજી, ગુરૂડજી વગેરે.

લક્ષ્મિજી:—(પ્રવેશતાં આક્રંદ સહીત) હાય વિપરીત દશા. બ્હેનના કાવતરાંથી ભાઇનું મોત? કેવું કઠોર પરિણામ? આહા: જાળંધર ભાઇ જાળંધર, તારો મારા ઉપર કેવો

પ્રેમ ને મારો તારા પર કેવો પ્રપંચ? પતિએ પુછાવ્યું છે એટલે એ તો એમના દાવપેચમાંજ દોડવાના, અને હું હિનભાગિનીજ કારણરૂપ બનવાની. રે પિયરમાં પાથર કરાવનારી મારા જેવી અભાગણી બીજી કોણ હશે? માડી જાયાની મૃત્યુસૈયા પાથરનારી મારા જેવી પાપણીને પૃથ્વીમાતા કેમ ગળી જતી નથી? કુટુંબમાંથી અળખામણી થઇશ, દુનિયાની દ્રષ્ટિયે દુષ્ટ મનાઇશ, ને જીવતાં જમપુરી જોઇશ, હાયરે હાય............(મુર્છાંગત થાય છે.)

વિષ્ણુ:—(પ્રવેશી ગંભીરપણે) અહાહાહા લક્ષ્મિજી ભાઇના પ્રેમમાં કેવાં ગરકાવ થઇ ગયાં છે? શું કરે બિચારી સ્ત્રીજાતીનો સ્વભાવ છે કે પિયેરીઆં ઉપર પ્રેમ બતાવવો ને સાસરીયાં સાથે પણ સ્નેહ જોડવો, આવા પ્રસંગે આવી એમની દયામણી સ્થીતિ જોઈ દૈવને પણ દયા આવે. શું કરૂં? હું જાણું છું કે આવી કોમલાંગનાઓ પર આવા પ્રહારો દુ:સહ છે પણ લાચાર (વધારે ગમગીન થઇ.) જો જુકિત શોધી કાઢી જુલમીઓનો સંહાર ન કરૂં તો ગૌબ્રાહ્મણનું રક્ષણ કેવી રીતે થાય? (પવન ઢોળી લક્ષ્મિજીને જાગ્રત કરતાં) પ્રિયા ક્યારે આવ્યાં? સમાચાર શા લાવ્યાં?

લક્ષ્મિજી:—(નમન કરી સનત્ર શબ્દે) પ્રભુ હમણાંજ આવી, બળવતે કુંચી બતલાવી.

વિષ્ણુ:—કેવી રીતે?

લક્ષ્મિજી:—અણછુટકે બોલતી જીભથી આખરના શબ્દો આ કહ્યા કે:—

રે જ્યાં સુધી ભાભી તમારાં, શીયળવ્રત સુજનાર છે;
એ ત્યાં સુધી કોઈ મને, કશુંએય શું કરનાર છે?

વિષ્ણુ:—કશું એય શું કરનાર છે કે? જોઉં છું. (ગરૂડ પ્રતિ જોઇ) ગરૂડજી જાઓ લક્ષ્મિજીને સ્વસદને પહોંચાડો.

લક્ષ્મિજી:—(જતાં જતાં ગદ્‌ગદ્ કંઠે) મારાં નેત્રમણિ; આ તમારી અર્ધાંગના ને જનેતાની કુખ લજવનારી ન કહેવરાવશો.

વિષ્ણુ:—(સગવ) ફિકર નહિ.

લક્ષ્મિજી:— ગાયન ૨૭ મું.

મારા વીરાની વા’ર, કરજો ભરથાર;
કાંતિ મનની સર્વે વિસારી–મારા•
આંધળાની આંખને, પંખિની પાંખને;
કુળ તણી ખાપને આપ પાળનાર;
સાચી સગાઇ મનમાં સમજી લ્યો કંઇ–મારા•

વિષ્ણુ:—નિશ્ચિંત્ રહો, જાઓ. (લક્ષ્મિજીના ગયા પછી સ્વગત) હવે ઉપાય હાથ લાગ્યો છે. જેટલી વાર લગાડીશું તેટલું વિપરીત પરિણામ પેગરવું પડશે. માટે જે બને તે સત્વરજ ઠીક. (નેત્ર મીંચી તાળી બજાવે છે.)

શંકર:—(પ્રવેશી અધિન દ્રષ્ટે) નમસ્તે પ્રભુ નારાયણ.

વિષ્ણુ:—(મલકાતે મુખ આતિથ્યે) નમસ્તે યોગિરાજ. પધાર્યા?

શંકર:—કંઇ સમાચાર?

વિષ્ણુ:—તૈયાર. જાળંધરે તો કહયું કે જ્યાં સુધી ભાભી તમારાં શીયલવ્રત સજનાર છે; રે ત્યાં સુધી કોઇ મને કશું એથ શું કરનાર છે. કહો હવે કેમ કરવું ?

શંકર:—(ભવાં શાંત કરી) ઓહોહો એમાં શું કરવું છે શું ? વૃંદાનું વ્રત હું મુકાવું પછી કાંઇ છે.

વિષ્ણુ:—જો એમ થાય તો તો માર ખાતા બચીયે. પણ તમારા જેવા ભોળાથી એ નહિ ભોળવાય; કોઇ પ્રપંચી પુરૂષ જાય તો કંઇક કામ થાય. તમે બીજી ત્રેવડમાં રહો તો એ કામ હું બજાવું.

શંકર:—નહિ તમારે જવાની જરૂર નથી. ભામાઓને ભોળવવી એમાં તે શું અઘરૂં કામ છે?

વિષ્ણુ:—તો ભલે. મોટે ઉપાડે જાઓ છો ખરા પણ જોજો પાછા ઝંખવાઇને ન આવો.

શંકર:—(હાસ્ય કરી) અરે પ્રભુ એ તે શું બોલ્યા? હું તે ઝંખવાઉ; કરૂં વિચાર કે બેડો પાર.

વિષ્ણુ:—(સ્વગત) ભોળાનાથ ભભુતિ ચોળી ભામાને ભોળવવા ચાલ્યા. (પ્રકાશ) તો ભલે. શંકર આપ એ તરફ પધારો, હું જાળંધર તરફ જાઉં. (બંન્ને પરસ્પર) નમસ્તે. નમસ્તે. (જુદી જુદી દિશાએ વિદાય થાય છે.)

જાળંધર:—(પ્રચંડ ગર્જતો) અફસોસ. હાથેહાથ મેળવવાનો પ્રસંગજ આવતો નથી. લુચ્ચા દેવો દુરથીજ ત્રાસે છે; ત્યારે યુધ્ધ માટે શાને ઉલ્લાસે છે ?

નારદ:—(પ્રવેશી) નારાયણ. નારાયણ. નારાયણ. (જાળંધર સામે જોઇ) શુરવીર સુભટરાજ, ઠીક થયું કે આપ અહીંજ મળ્યા. હમણાં હું આપની પાસેજ આવતો હતો. નારાયણ. નારાયણ. નારાયણ.

જાળંધર:—(આશ્ચર્ય ચકિત થઇ સામે જોતો) ઉફ઼ઃ આપ કોણ છો?

નારદ:—મને ના ઓળખ્યો? હું બ્રહ્માનો પુત્ર નારદ છું.

જાળંધર:—ઠીક મને મળવા આવવાનું કારણ?

નારદ:—(એક આંખ મારતાં સ્વગત) ઠીક લાગ આવ્યો છે. (પ્રકાશ) આપના ઘરના માઠા સમાચાર જણાવવા. નારાયણ. નારાયણ. નારાયણ.

જાળંધર:—(ચોંકતો) મારા ઘરના વળી માઠા સમાચાર કેવા?

નારદ:—તે તો આપ સાંભળશો ત્યારેજ જાણશો. નારાયણ. નારાયણ. નારાયણ.

જાળંધર:—(આંગળીથી ચપટી વજાડતો) તો જલદી કહો. બોલો બોલો શું છે?

નારદ:—(સશોકિત ભાવ દર્શાવી.) શું કહું? કહેતાં જીભ ઉપડતી નથી. તમે અહિં સંગ્રામમાં સિધાવ્યા છો; ને તમારે ઘેર સતી વૃંદાને છળવા શંકર સિધાવ્યા છે.

જાળંધર:—(રોમે રોમે ફરકતો) ઓહઃ શું મારી છબીલીને છળવાને? મારો નાશ કરવાને?

નારદ:—હાજી. એમણે આપનું રૂપ લીધું છે; ને કપટનું કામ કીધું છે. પણ એ ભોળાના ભાર નથી; ને સતી સત ચુકનાર નથી.

જાળંધર:—(સનઅપણે) મુની મને તમે આભારી કર્યો છે. કહો એને ભોળો કોણ કહે? હાથેહાથ મેળવતાં હાર્યો ત્યારે પ્રપંચની જાળ પાથરવા પહોંચ્યો. ઠીક છે. ઠેકાણે લાવું છું; બળતરા બુઝાવું છું.

નારદઃ—જો આપ બદલો લેવા ધારતા હો તો એક યુકિત બતાવું.

જાળંધરઃ—વાહ તે તો બહુજ ઉત્તમ. બદલો લેવાને તો બાયલાજ ચુકે. શી યુકિત છે સત્વ કહો.

નારદઃ—જુઓ ત્યારે શંકરે જ્યારે આપને ઘેર જવાનું અધમ પગલું ભર્યું છે ત્યારે આપને તેને ઘેર જવામાં શી અડચણ છે; એ જાતનો જોગટો છે, પણ તરુણી તો તેજનો અંબાર છે. એ કાગની કોટે બંધાયલા મણીને હરી લાવો; છળથી છળી લાવો. પણ જોજો આ વાતની કોઇને જાણ થાય નહિ. નહિ તો હું હલકા લોહીનો હણાઇ જઇશ. સ્વર્ગમાંથી તમારી દયાની ખાતર આવ્યો છું. માટે જોજો દયાની માને ડાકણ ન ખાય. નારાયણ. નારાયણ, નારાયણ.

જાળંધર.—અરે એ શું બોલ્યા ? જાણે શું જાણે, મહારાજ મને કેવો જાણો છો ? વાત બીજે કાને ન જાય પછી કાંઇ. સુખે સિધાવો. (જાય છે)

નારદઃ—(આનંદતા) વાહ કપટ વાહ ! ત્હારો જ્યાં નિવાસ છે; ત્યાંજ આનંદ અને ઉલ્લાસ છે. નારાયણ. નારાયણ. નારાયણ.

### ગાયન ૨૮ મું.

વાહ ! દૌપટ ફળ, આપે કપટ, મળ કાપે જગતમાં
ધ્યાની....ને ધર્મી, અકકરમી......ઉદાશી
પ્યાસી રતિરસ, સુભટ, સુખરાસી
હળી મળી સહું ભેટે............નેહ ધરીને નેટે
છટકે ના કો છેટે.........ભળેલ પણ દીસે ભગતમાં—વાહ૦

(કરતાલ બજાવતા જાય છે.)

———:o:———

## પ્રવેશ ૧૦ મો.

સ્થળઃ-પાર્વતી સદન.

પાત્રઃ—પાર્વતિ, વિજ્યા, જ્યા, ને પાછળથી કૃતિમશંકર (જાળંધર) વગેરે.

પાર્વતિઃ—(સશોક)

### ગાયન ૨૯ મું.

કોડીલા કપર્દિહરિ આવશે આ તરફ કયારે ?
દળી દુષ્ટ—રાક્ષશી દળ, કાંપશે એ કુશળ કયારે ?—ટેક.
કૃપાળુ કોઇ બનો, કરમાતું જોઇને કલ્પતરુ;
પ્રીતિ નૌકા તારશે, એ સ્નેહના સાગર કયારે ?—કો૦
સ્વરોદય જોઇ સખી, જાણતી હું તો કે' તું જીવન,
કીર્તિના કિરીટ બની, કાપશે આ દુઃખ કયારે ?—કો૦

**જયાઃ**—(પવન ઢોળી આશ્વાસન આપતી) દેવિ શાંત થાઓ, શાંત થાઓ.

**પાર્વતિઃ**—(વિશેષ આક્ષેપમાં) દાસી જયા કેટલા દીવસ થયા. જો ને જટા ધારી જાળંધર સામે જુદ્ધ કરવા વળ્યા; ત્યાર પછી તેમના કંઇ પણ સમાચાર ન મળ્યા. હવે તો ધીરજ ધરાતી નથી; શાંતી થતી નથી.

**જયાઃ**—માતુશ્રી ! આમ કલ્પાંત કરવાનું કારણ શું છે ? આપના અજરામર પતિનું અખંડ આરોગ્ય કોનાથી છીનવી શકાય તેમ છે ?

**પાર્વતિઃ**—તે ખરૂં છે. પણ આપણને સમાચાર આવી ન મળે ત્યાં લાગી તર્કો કેમ બુઝાય ? વિતર્કો કેમ સમાય ?

**જાળંધરઃ**—(શીવનું-કૃતિમ સ્વરૂપ ધારણ કરી નેપથ્યમાંથી) સતી દ્વાર ઉઘાડો.

**પાર્વતિઃ**—(ચોંકતાં) વિજયા વિજયા, ચારૂં જો જોઇએ કોણ બોલ્યું એ ?

**વિજયાઃ**—(હાજર થઇ હાથ જોડતી) માતુશ્રી મને તો ત્રિપુરારિના જેવોજ સાદ સંભળાયો.

**પાર્વતિઃ**—હોય નહિ હોય, જા તપાસ કર.

**વિજયાઃ**—(નેપથ્ય તરફ દોડતી સહર્ષ પાછી ફરી) માતુશ્રી પ્રભુએ મને સાચી ઠરાવી (હાથ લંબાવતી) લાવો વધામણી. સદાશીવ પોતેજ જુદ્ધમાં જય મેળવીને આવ્યા છે; ને સાથે દુષ્ટ જાળંધરનું મસ્તક પણ લાવ્યા છે.

**પાર્વતિઃ**—(સવિશેષ આશ્ચર્ય ચકિત) આ તું શું કહે છે? શું શંકરજ આવ્યા? (હૃદય તરફ વૃત્તિ કરી, મને તો નથી લાગતું કે મારા મુગટમણી એ હોય. આવ આપણે એક યુક્તિ રચીયે, જેથી ભેદ જણાઇ જશે. લે જયા આ તું મારો પોશાક પહેરી બેશ, અને એ પ્રવેશતા પ્રભુને લટકા કરી લોભાવ, જોઇએ શું થાય છે?

**જયાઃ**—(પાર્વતિ રૂપે સજ્જ થઇ) વારૂ બા. (પાર્વતિ સંતાય છે,)

**જાળંધર**—સતી દ્વાર ઉઘાડો.

**વિજયાઃ**—(લાંબે સાદે) એ.......આવી પ્રભુ. (ઓવારણાં લેઇ પ્રવેશાવતી) સારૂં થયું પ્રભુ આપ આ સમયે આવી પહોંચ્યા. મારાં માતુશ્રી તો મુઝાઇ મરતાં હતાં. આપના દર્શન વગર એમનાં નેત્રો નિઃસ્તેજ થઇ ગયાં હતાં. એમની વિચાર વીજળી દુઃખ વાદળમાં ડુબી ગઈ હતી.

**જાળંધરઃ**—(આનંદતો) હાં-હાં-હાં-એમ જાણીનેજ યુદ્ધમાંથી પરબાર્યો આ તરફ વળ્યો છું. (જયા તરફ વળી) પ્રિયે.............

**જયાઃ**—(ભેટ સ્વીકારતી) આવો મારા જીવન. આપના વિના મારી તો ઘણી માઠી દશા થઈ. વેરણ દીવસ વહી ગયા. પાપણી પળોએ તો મને પૂરણ પીડી. આજે જ્યારે આપને મેં જોયા ત્યારે જીવને જરા ઠંડક વળી (ભેટવા હસ્ત લંબાવે છે.)

**જાળંધરઃ**—(ભેટતાં સ્વગત) હાશ શંકર, તારો બદલો વળ્યો; સતીનો પ્રેમ મળ્યો (ખભાં ઉપર ઉપર હાથ નાંખતો પ્રકાશ) પ્રિયે, તમારૂં કહેવું સર્વ સાચું છે. સ્ત્રીનું જીવન સ્વામિ છે. પતી વગરની પ્રેમદાઓ પાણીથી પણ સોંઘી છે. સ્ત્રીઓ તો સંસાર સાગરનું નાવડું છે, પણ તેનો ખરો આધાર તો ધણી રૂપી ધ્રુવ ઉપર ધરાયલો

છે. ચંદ્ર જેમ રાત્રીને રંગે છે, સ્ત્રી તેમ સ્વામીની સંગે છે. શીયળવંતિ સ્ત્રીઓ સંસારનો સાર છે; સયનગૃહનો શણગાર છે. (પુનઃ ભેટવા જાય છે)

**પાર્વતિઃ**—(ક્રિયાભ્રષ્ટ જોઇ સ્વગત) અરે આ તો કોઇ જરૂર કૃત્રિમ વેશ ધારીજ છે. (પ્રકાશ પ્રવેશી) બોલ દુષ્ટ તું કોણ છે? સાચું કહે નહિ તો હમણાં બાળીને ભસ્મ કરીશ (સક્રોધ) ઓ કુલાંગાર વ્યભિચારી શું તું પ્રપંચ પાસમાં નાખી મને સત ચુકાવ-રાવવા ધારે છે? જાણતો નથી કે પાપ પાતાળમાં પુરેલું પણ બોલે છે. અરે પ્રપંચી પતંગીયા તું આ દીપક ઉપર પ્રેમ રાખે છે પણ જાણતો નથી કે દીપક શરમ કયારે રાખે છે? તે તેનું વ્હાલ જોઇને વરે છે; કે બાળીને ભસ્મ કરે છે?

**જાળંધરઃ**—(સ્વગત ચોંકતો) અરરર આ શું? મારી બાથમાં છે તે કોણ? (બે ડગલાં પાછો હઠી) ને આ પૂરજોશમાં ભભકતી નક્ષત્ર માળા કોણ? (વિચારી) બરાબર આજ પાર્વતી હશે. લાવ હવે તો ખરીજ વાત બોલી તેને મારી મહત્તાથી લોભાવું. (પ્રકાશ) કૃષોદરી કઠોર વચનો ન કહો. હું શંકર નથી પણ ચૌદ લોકને નાક ઉપર ચઢાવનાર જાળંધર જોધ્ધો છું, ને તમારી દયાની ખાતર અંહી આવ્યો છું. વડવાઇની માફક વધી ગયેલી જટાવાળા, રાખોડીથી રંગાયલા અરણ્યમાં આથડનારા સ્મશાનને સેવનારા, અને ફળફુલને ખાનારા વિરૂપ શંકર કયાં, અને ચંદ્રથી પણ ચાર ગણા તેજવાળાં યૌવનરૂપી અમૃતથી ઉભરાતા શરીર વાળા ને ડોલરની કળી જેવા દીલવાળાં તમે કયાં? કયાં કળી ને કયાં કરમાયલું ફુલ? કયાં મણિ ને કયાં રસ્તાની ધુળ? કયાં કેતકી ને કયાં કાંટાની શુળ; રે કયાં પદ્મણી ને કયાં એ જોગટાનું મુળ?

**પાર્વતીઃ**—(કંપિત ક્રોધાવેશે) કામાન્ધ ચુપ રહે. તારા જેવા જનુનિ ઉપર જુલમ ગુજારનરા કુદ્રષ્ટિ કરનારા કુતરાઓને તો જીવતાને જીવતાજ જળમાં ધરવા જોઇએ; કે અગ્નિમાં બાળી ભસ્મ કરવા જોઇએ. પોપનાં ભરેલાં નેત્રોમાં પલિતા ચાંપવા જોઇએ; જીભ ખેંચી કાઢવી જોઇએ, છાતીને છેદી નાખવી જોઇએ. શું કરૂં મને સમુદ્ર દેવની ને સ્વધર્મશીળ સતી વૃંદાની શરમ આવે છે નહિ તો ચાંડાલ આ પળેજ તને પંચભુતમાં પધરાવી દેત. જા કાળુ કરઃ—

**પાર્વતી જાળંધરઃ**— **ગાયન ૩૦ મું.**

જા જા રે કામાન્ધ, શરમ છે નાદાન, કુલાંગાર, બે ભાન;
ખુમારી હારી, દે ઊતારી, દુરાચારી;
પાપી પરનારીમાં સપડાય અકળાય?
ઉછળતા અંગારા માંહ્ય, છતી આંખે ઝંપલાય-જા જા૦

* * *

પ્રેમના પુંજમાં, કામનાં કુંજમાં, રાખ સલુણી રસિકવરને,
મણિ કાગ ગળે ન દીપે અબળે, શીદ ખાળમાં ભેળો ગંગા જળને.
જા જારે કામાંધ, શરમ છે નાદાન૦

(છેલ્લા ઉચ્ચાર સહિત પાર્વતિ જાળંધરને એક તમાચો મારે છે તેથી નિસ્તેજ થઇ એક બાજુથી જાળંધર, ને બીજી બાજુથી પાર્વતિ વિદાય થાય છે.)

**જયા-વિજયાઃ**—(બને બાજુની વિંગોમાંથી નિકળતી) ધન્ય છે પાર્વતિજી ધન્ય છે. અહાહાઃ પતિવ્રત પ્રભાવતો એરજ એશ્વર્ય છે જો.

**ગાયન ૩૧ મું.**

પતિ પૂજ્ય તીરથ સમમાની, સેવે સદા જે સન્નારી;
સતીત્વ તણા પ્રભાવે, ફાવે નહિ દુષ્ટાચારી—ટેક૦
પતંગિઉં રૂપ ભાળી,......ભમે ભુલી ભાન ખાળી;
ઝંપલાવે દીપ ન્યાળી,......બળી સહે દુઃખ ભારી—પતી૦

**સાખી**

શીળ કસોટી સ્ત્રી તણી, પરખે કસતાં વાર;
ગુણી અવગુણી પુરૂષનો, વિગતે કરે વિચાર.
તજીને મોતીનો માળો......સેવે સદા સુકી ડાળો;
અરે એ પડતીનો ચાળો......રૂવે દૈવને સંભાળી-પતી૦

(જાય છે.)

---

## પ્રવેશ ૧૧ મો.

---

**સ્થળઃ વૃંદા નિવાસ.**

**પાત્રઃ—વૃંદા, નંદા, સહચારિણિયો, નોકરો ને પાછળથી કૃતીમ વેશે શંકર વગેરે.**

**વૃંદા**—(અસ્તવસ્તવસ્ત્રે)

**ગાયન ૩૨ મું.**

બ્હાવરી......હું......બાઈ રે.
પડે ના કળ, છું વિકળ, શીર અનળ, શું શિતળ;
બાઇ......રે...... બ્હાવરી૦
જાળ અચળ સકળ સ્થળ રે, પ્રબળ બિછાઇ પ્રતિબળ હો કુશળ;
બાઇ......રે....... પડે૦
હાયે ન સ્નેહજળ, પ્રયણદળનું કમળ,
કયાં સુધી સાંખે; નિશાસા નાંખે; કયાં સ્વામિ ઝાંખે;
રે!! વિમળ...બાઇ રે—પડે૦

**વૃંદાઃ**—(સખેદગ્રસ્ત નંદા દાસી પ્રતિ) નંદા, સૌભાગ્યરક્ષક ગયાને સમય ઘણો વિતી ગયો, પણ કંઇ સમાચાર મળ્યા નહિ. કંથજીની કોણ ખબર કહે? જો જો આ મારાં આભૂષણોએ મને તજી દીધી છે. આંસુડાંઓએ પણ આંખ બ્હાર નિકળી ચાલવા માંડયું છે. અરેરે ધીરજ હરાઇ જાય છે; છાતિ ચીરાઇ જાય છે. પતીનો વિયોગ રે હાય; સતીથી કેમ સેહેવાય? (મુર્છિત થાય છે.)

**નંદાઃ**—(પવન ઢોળી સાવચેત કરતાં) બા બા. આપના જેવાં ગંભીર ને ગુણવાન ગોથાં ખાશે; તો પછી અમારા જેવીઓનું તો શુંએય થાશે? આપને તે એક નિશ્ચય ઉપર ઠરવું જોઇએ; કે આમ કરવું જોઇએ? યુદ્ધના મામલા છે. બે દીવસ વધારે પણ થાય ને ઓછા પણ થાય. તેમાં આમ વ્યગ્રતા સંભવે બા?

**શંકરઃ**—(જાળંધરના કૃતિમ વેશમાં નેપથ્યમાંથી) સુજાણ સુંદરી! દ્વાર ઉઘાડો.

**વૃંદા**—(પુરૂષ શબ્દનો ભાસ થવાથી કાનમાં આંગળી ઘાલતી) નંદા નંદા, કોઇ પુરૂષ સરખાનો સાદ સંભળાયો. તપાસ કર કોણ છે? પિછાણી લેઇ પાછી વળ, મારી આજ્ઞા વિના પ્રવેશ કરાવતી ના.

**નંદાઃ**—વારૂં બા. (નમન કરી નેપથ્યમાં જઇ પાછી વળતાં) બા બા લાવો વધામણી. જય મેળવી જાળંધરજી આવ્યા; ને હાથમાં ગણપતિનું મસ્તક પણ લાવ્યા. કહો આપની આજ્ઞાની વાડ જોઉં કે દોડતી જઇ ઓવારણાં લેઉ?

**વૃંદાઃ**—નંદા ઉતાવળી ન થા. કંથજીનાં વચનની કોમળતા, સંભળાતા શબ્દોમાં સમાયલી જણાતી નથી. મારા પ્રાણેશનાં વચન મને રોમાંચ કર્યા વગર રહે નહિ. (છાતી ઉપર હાથ મુકતી) જો જો મારૂં હૃદય ધકડવા લાગ્યું; અપશુકન બતાવવા લાગ્યું. આવરદાવર્ષક આવ્યા હોત તો આ પગો કયારનાયે ઉપડયા હોત; પણ એ તો પાછા પડે છે. નેત્રો મિંચાઇ જાય છે. જરૂર જીવન એ ન હોય. અજીત અવિનાશીને મારીને પધારે એ કેમ ખરૂં મનાય? પ્રતાપી પુરૂષ સામી મીટ માંડી ન જોવાય તો તેનો પરાજય કેમ થાય? મારૂં અંતઃકરણ મને આ ચોખ્ખો પ્રપંચ સુચવે છે. (વિચારી) કદાચ કોઇ પ્રપંચી દેવે તો આ રૂપ નહિ ધર્યું હોય; મારા શીયળની સાંકળ તોડવા તો પગલું નહિ ભર્યું હોય? જા નંદા પ્રવેશાવ. એ તે પ્રાણેશ છે કે પરભાર્યો તે હું પળમાં પારખી શકીશ. (બાજુ છુપાય છે.)

**શંકરઃ**—સુજાણ સુંદરી દ્વાર ઉઘાડો. ....................

**નંદાઃ**—(લાંબે ધાંટે) એ......આવી પ્રભુ.

**શંકરઃ**—(ઉતાવળે આગળ વધી જતી નંદાને) પ્રિયતમા! પ્રવેશ કરાવી પ્રણયકલહનો પાઠ આમ કયાં પાછો યાદ કરી બેસો છો; (ભેટવા જાય છે.)

**નંદાઃ**—(બાથમાંથી છટકતી) અરે આ શું કરો છો? હું તો દાસી છું.

**શંકરઃ**—(કૃતિમ હાસ્ય સહીત) હા-હા-હા. તમે મારાં દાસી છો; તે તો બધી દુનિયા જાણે છે તેમાં કહીશું બતાવો છો? (ભેટવા જાય છે.)

નંદાઃ—(હસ્તપાસમાંથી ખશી જતી) અરે!!! તમે આ નંદાનેય ન ઓળખી કે?

શંકરઃ—(વિશેષ હાસ્યપૂર્વક) હા........આ. ઓળખી ઓળખી. આનંદને આપનારાં તે આનંદા. આવો અને ભેટો. (પુનઃ ભેટવા જાય છે)

નંદા—(સ્વગત) ખરેખર વૃંદાબાની વાત સાચી હોય એમ જણાય છે. જો જાળંધરજી હોય તો જાણે નહિ, કે આ તે વૃંદા છે કે વૃંદાની દાસી નંદા છે? (કાન સુધી હાથ લંબાવતી. પ્રકાશ) અરે હું વૃંદા નથી પણ વૃંદાની દાસી નંદા છું, સમજણ પડે છે?

શંકરઃ—(ઉન્માદગ્રસ્ત ભાવે સ્વગત) હત્તારીની. આ તે મેં શી બેવકુફી કરી કે વૃંદાને મુકી આ નંદાને વળગ્યો? (પુનઃ સ્મીત પ્રસરીત પ્રકાશ) હું કયાં અણજાણ્યો છું? આ તો યુધ્ધથી ગભરાયલા જીવે ગમે તેમ બોલાઇ જવાયું. કહે કયાં છે પ્યારી વૃંદા?

નંદાઃ—(નેપથ્ય તરફ બતાવતી) જુઓ સામેથી એજ આવે છે.

વૃંદાઃ—(પ્રવેશતાં વેંતજ તુરત શંકરને ઓળખી નમન કરતી) મારા શીર શાષ્ટાંગ હો સર્વેશ્વર પ્રભુ શંકર ચરણે.

શંકરઃ—(દિગમુઢ સ્થીતિમાં સલજ્જ) ઓહઃ (નિચું ઘાલી જાય છે.)

વૃંદાઃ—(છુટા કેશે અર્ધ ઉર્ધ્વ સ્થીતિમાં)

## ગાયન ૩૩ મું.

વિકળ વાત સાક્ષાત જગતાત આ, ઘટે ના તનુજા શીરે ઘાત આ.
વિકળ વાત સાક્ષાત જગતાત આ—ટેક૦
તપસ્વિપણું શું તજીને તમે, જગાવી ચિતા કામની જાત આ—વિ૦
ગુણિ જ્ઞાનિ ટેકી વિવેકી થઇ, વર્યા શું વપુંમાં વ્યતિપાત આ—વિ૦
શરમ છે શરમ જાવ સિધાઓ સિધા, બિછાવો ન કંટકની બિછાત આ—વિ૦

પુજ્ય પિતાજી! જરા ઉંચું જુઓ. પુત્રિ ઉપર વ્યભિચાર દૃષ્ટિ; કેટલે સુધી પ્રપંચ? આપ સાક્ષાત પરમેશ્વર રૂપ થઇ આવાં દુષ્ટકૃત્યો દેખાડશો તો દુનિયાં શો ધડો લેશે? શત્રુનો પરાજય કરશો તે પરાક્રમથી કે આવું અધમ પગલું ભરીને; અહાહા ધર્મના મુળમાંજ આવી ધુર્તતા વસતી કોણ ધારશે? પાણી નાવને કેમ તારશે? રે રાત્રી દિવસ નિયમીતપણું કેમ રાખશે?

**ગાયન ૩૪ મું.**

વારે રંગ, શા આ ઢંગ? હદવાળી......આ૦
જગનાથ કુંપંથે ચાલશે, સંસાર શે હવે ચાલશે;
જનમ આપે, જીવન આપે, તેજ સંતાપે, નીતિને કાપે,
શરમ.........શીવ.........હજાર.............વાર.

તનયા પર શો વ્યભિચાર?
ન ઘટે ન ઘટે કૃપાળ!!! આમ આ—વારે૦

(શંકર નિઃસ્તબ્ધ, વૃંદા ઉચ્ચકિત ને દાસીઓ આશ્ચર્ય ચકીત)

**ટેબલો.**



# અંક ત્રીજો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ: જંગલ.

પાત્રઃ—શંકર, વિષ્ણું, મોહિની, અને કેટલીક સમાણી સખીઓ વગેરે.

શંકર: —(એકલા શોકગ્રસ્ત)

ગાયન ૩૫ મું.

અરે ! આ શી ગતિ મારી, ઠર્યો જગે વ્યભિચારી !!
સતી નારી સતાવી કર્યું પાપ ભારી—ટેક.
કરોળીઓ કામી રચે જાળ જુઠી,
તુટે તે તરત જો વીધીરેખ રૂઠી;
વિફળ થઇ ફજેતી ખરે શીર—વ્હોરી—અરે૦

વિષ્ણુઃ—(શંકરના હાથમાં તાળી આપતા.) હાહાહા. મેં નહોતું કહ્યું કે એ તમારા જેવા ભોળા માણુસનું કામ નથી ?

શંકરઃ—(ખસિયાણી દૃષ્ટિએ) પ્રભુ તમે તો વાતોજ કરી જાણો. તમારા જેવા સાત કપટી જાય તોઓય શું થાય ? એ ધાર્મીક સતીનું નામ કેમ લેવાય ? યાદશકિતની તો અવધિજ. પેસતાંને વારજ મને પિતા કહી બોલાવ્યો, તે સાંભળતાં તો મારામાં શુધ્ધિજ ન રહિ; ગજ ભોંય નીચિ ગઇ. પાંપણો ઉંચકાયું નહિ; ભ્રમર ફરકાય નહિ. ભુંડા હાલે ભાગવું પણ ભારે થઇ પડયું. રે; એ વૃદાંનાં વેણુ હજી મારૂં કાળજુ કાપી ખાય છે. (છાતી ઉપર હાથ ફેરવી નિઃશ્વાસ નાંખતાં) એનાં કહેલાં વચનો યાદ કરૂં છું ત્યાં તો મારૂં સો મણ લોહી સૂકાય છે.

વિષ્ણુ:—(ગંભીર સ્હેરે) તમે કહો છો શું ? હું તો જાણું છુંજ. કરેલું નહિ ને કરવા જાય તેને એમજ થાય. હું ગયો હોત તો ન હટત. ભલભલા દઢાગ્રહીઓના દમ છુટાવ્યા તો એ સ્ત્રી જાતિનો હિસાબ શો ?

શંકરઃ—પ્રભુ ભુલો છો. તોલ તો ત્રાજવે તપાસાય. સામાન્ય સ્ત્રી નથી કે સમજાવી સમજે; એ તો શુધ્ધ પતિવ્રતા છે પતિવ્રતા.

વિષ્ણુ:—અરે તેમાં શું થઇ ગયું ? (ચપટી વગાડી) આમ જોતજોતામાં તમારા જેવા મોટમોટા યોગિઓને ઉથલાવી પાડું તો પછી એ કોણ ?

શંકરઃ—(આશ્ચર્ય ચકિત) વાહ વિષ્ણું પ્રભુ વાહ, તડાકેજ ચઢશો, કે કંઇ કાર્યનો વિચાર કરશો ? આપ શું બોલ્યા ? મારા જેવા પરમ યોગેન્દ્રો પણ આપની માયામાં ઉથલાઇ જાય ?

**વિષ્ણુ:**—હા હા. હું ઇચ્છું તો સહજ વારમાં.

**શંકર**—(માથું હલાવતા) ભુલો છો પ્રભુ ભુલો છો.

**વિષ્ણુ**—હું નથી ભુલતો પણ શંકર તમે ભુલો છો. (સ્વગત) આ શંકર મારી લીલાથી અણુજાણ્યા છે માટે લાવ જરા એમને એનો સ્વાદ ચખાડું. (પ્રભાવપૂર્ણ દ્રષ્ટિપાત કરે છે ત્યાં પલાટ ફ્રારે છે, રમણિય ઉપવન દેખાય છે ને વિષ્ણું અદ્રસ્ય થાય છે.)

**શંકર:**—(આંખ મિંચી ઉઘાડતાં ઉપવન નિહાળતા પ્રફુલિત ચ્હેરે) અહાહા હા!! આ ઉપવન કેવું આલ્હાદક છે; રંગબેરંગી વેલીયો કેવી ઝુકી રહી છે? કૈલાસની ટેકરીથી કે નંદનવનના બગીચાથી આની સુંદરતા સરસ જણાય છે. અહાહાઃ મનહરણાં ઝરણાં અને તરણાંઓ આનંદદાયક કેવાં ઓપી રહયાં છે?

વાઃ વાઃ સમીર બહુ ભાગ્યશાળી, રમણ કરતો ઉપવને,
પ્રસરાવતો પરિમળ વિમળ, ગુણી ગંધનો ગ્રાહક બને;
આ વાટિકા કોની હશે? કોણે રચી રચના બધી?
પેલી દિસે કો લલિત લલના, દાસીઓ પણ છે બધી.

**મોહિની:**—(સખીઓ સહિત પ્રવેશતી) સખી! જો જોઃ—
કપરાં સુરજનાં કારણથી, આ છોડ સઉ કરમાય છે,

**સખી ૧ લી:**—હા બ્હેનઃ—
બની રંગથી બે ઢંગ એ, જળવીણુ વ્યાકુળ થાય છે;

**સખી ૨ જી:**—અરે બ્હેન આમ તો જુઓ—
જુઇ જાઇ ને મધુમાલતી, વનજ્યોત્સ્નિકા નીચી લચી,
જળપાન જાણે કર વતી, માગી રહી સૌ એ મચી;

**સખી ૩ જી:**—હા બ્હેન
આંબાતણી અઁમરાઇ, ફાલી ફુલથી શી મલપતિ,

**સખી ૧ લી:**—જળપાનના સિંચન વિના, લાગે મને એ તલપતિ.

**મોહિની:**—સખિ! જો આ સામેનાં વૃક્ષો, ઉમંગ કેવો ઉર ઉભરાવે?
પલ્લવરૂપી એની આંગળીઓ, કેવિ ઇસારત કરી હલાવે,
શું કામ મારૂં એવુંછ ભાઇ, કે વ્હેલિ વ્હેલિ બોલાવે મુજને,
લે લે આ આવિ, લે લે આ આવી, હવે તો આનંદ થશેનિ તુજને?
(વૃક્ષની ઘટા તરફ પ્રેમોર્મી ભરી ભેટવા દોડે છે.)

**સખી ૧ લી:**—(મોહીનીને દોડતી રોકી લઇ)
મરમાળી મોહિની બ્હેન તું, ઝાઝી ઉતાવળિ થઇશ મા,
ક્ષણુ શાંતિ રાખી રે' ઉભી, અહિંથી અગાડી જઇશ મા;

**મોહિની:**—(ભ્રકુટી ચઢાવી) કાં...........આં.

**સખી ૧ લી:**—જો જો—
તું જેહ કેસર વૃક્ષ પાસે, અતિ ઉમંગે જાય છે,
તે તો લતા સંગે રહી, રસ ચૂમતુંજ જણાય છે.

**મોહિની**:—શું સાચું ?

**સર્વે સખીઓ**:—હા સાચું. હા સાચું. હા.........સાચું. (હસે છે)

**મોહિની**:—(બન્ને બાજુએ વિંટાવલી સખીઓને વિખેરતી) જાઓ જાઓ. મશ્કરી કરવી રહેવા દ્યો. ચાલો પુષ્પ વિણી લ્યો એટલે આશ્રમે જઇએ (પુષ્પ પોતે વિણવા જાય છે.)

**મોહિની**:-**સખીઓ**:—(અટકાવતી લટકા સહીત)

**ગાયન ૩૬ મું.**

ખેંચે ન ચીર પેલો ગુલાબ! બ્હેન જો જો;
ફુલડાં જુગતે ઉતારજો—ખેંચે૦
જો પેલો હલાવી શીર્ષ ચુંટવા બોલાવે.
ના હું તો આવિશ નહિ શીદ શરમાવે?
સા'હેલિની હું તો સા'હેલિ થઇશ જાઓ.
અરે વા:વા:, કરે શું આમ હા હા—ખેંચે૦

**શંકર**:—(યુવતિક્રિડનથી મુગ્ધ બનતા સ્વગત) અહાહાહા. આ શી અનુપમ સુંદરી? કયાં ઉમા? ને કયાં આ લલના? કયાં તારા ને કયાં ચદ્ર? કયાં કંચળ ને કયાં ફણીંદ્ર? રે, કામદેવ મેં તને શત્રુ સમાન લેખી બાળીને ભસ્મ કર્યો હતો, પણ આજે તને સંભારવો પડે છે. સત્પુરૂષો અપકાર ઉપર ઉપકાર કરેછે એમ સમજી તું મારી સન્મુખ આવ: ને આ સુંદરીને પ્રેમપિંજરમાં સપડાવવા મદદનીશ થા. (ઉતાવળે પગલે મોહિની પાસે જાય છે.)

**મોહિની**:—(શંકર સામું જોઈ નિડરપણે) તમે કોણ છો?

**શંકર**:—(પ્રફુલિત મુખમુદ્રાએ) આપનો પ્રેમિ.

**મોહિની**:—કયારથી?

**શંકર**:—આ નજરે દીઠા ત્યારથી.

**મોહિની**:—ઇચ્છા છે શાની?

**શંકર**:—પ્રેમથી ભેટવાની.

**મોહિની**:—એમ તે કંઇ થાય?

**શંકર**:—ત્યારે શું પાછા જવાય;

**મોહિની**:—શંકર: (સંપૂર્ણ પ્રેમાવેશથી)—

**ગાયન ૩૭ મું.**

આ...મોંઘા મુલ મારા મનહર મોહન!!
મોહિની મંત્ર શું મારો મુને;
આશી વાદળીમાં વીજ ઝબુકી રહી,

હાં રે ! આમ કરડી કટારિથી ન મારશો,
સ્માણી ! સલુણી ! સુશીલા! શું વારશો?—મોં૦

**મોહિની**:-(પ્રણયકલહ અવરોહતી) પરા રહો પરા. મને પજવશો નહિ. સખિયો જોશે તો મને સતાવશે.

**શંકર**:-(નજીક જતાં)અરે કોઇ જોતું નથી.

**મોહિની**:-નથી કેમ જોતું (ડરતી પાછે પગલે) જુઓ જુઓ સમાણીઓ સાડી સંકેલી સણકારા ભરવા લાગી. (એકદમ હઠવા માંડે છે.)

**શંકર**:—(વ્યાકુળતાગ્રસ્ત) અરે! અરે! અલબેલી કયાં જાઓ છો? નમેરાં કેમ થાઓ છો? આ ભિક્ષુક ભોગીને ભાળો; ને તનના તાપ ટાળો.
(મોહિની પાછળ દોડતા સાડી ખેંચવા લાગે છે.)

**વિષ્ણુ**—(સાડી ખેંચતાં તર્ત દુર થઇ અંદરથી ચતુરભુજ મુર્તિ પ્રગટાવી) કેમ શંકર મહારાજ શું છે; ભેટવા ભાવ છે? (સામે આવતાં) લ્યો આ દાવ છે. (હાથમાં તાળી આપતાં) કેમ જોઇ મારી માયા?

**શંકર**:—(નિઃશ્વાસ નાંખતા) હા હા. પ્રભુ જોઈ; મારી સઘળી અક્કલ ખોઇ.

**વિષ્ણુ**:—ત્યારે કહો કે હવે એ વૃંદા, મારી માયામાં ફસાય કે નહિ?

**શંકર**:—જરૂર જરૂર પ્રભુ જરૂર.

**વિષ્ણું**:-ત્યારે હવે તમે નિશ્ચિંત બનો. તમે દુષ્ટ જાળંધર સામે યુદ્ધમાં જાઓ ને હું તેણી તરફવળું છું. (જવા માંડે છે.)

**શંકર**:—સુખ્ખે પધારો. નમસ્તે નારાયણ. (વિષ્ણું ગયા પછી સ્વગત) આહાહા!! વિષ્ણુ ભગવાનની અકળકળાનો પાર કોણ પામી શકે?

### ગાયન ૩૮ મું.

પ્રીતિ પંખિડાં શું પામે પાર, પામે પાર, પામે પારરે!!
પુરૂષોત્તમ..............પુરણ..........બ્રહ્મ.......રે જી.
માયાથી દુર.........................છાયાનું પુર
એમ સૌથી નોંખા નિરાધાર, નિરાધાર, નિરાધારરે—પુરૂ૦
દેવ દનૂજ......એ......મોટા મનૂજ;
સ્નેહથી વંદે વારંવાર, વારંવાર, વારંવાર!!—પુરૂ૦

(આશ્ચર્યચકિત જાય છે.)



## પ્રવેશ ૨ જો.

સ્થળઃ-વિચાર ભૂવન.

**પાત્રઃ--મેધાવતી, વૃંદા, નંદા અને અન્યત્ર ગૃહસેવિકાઓ વગેરે.**

**મેધાવતીઃ**—(અસ્તવસ્ત બેઠેલી વૃંદા સામે પ્રદેશી) પુત્રી, આજે કેમ ઉદાસ જણાય છે? તારા મુખકમળની લાલી કેમ ઉડી ગઇ છે? કોયલના ટહુકા શો તારો મધુર સ્વર ક્યાં લુપ્ત થયો! કેમ ઉત્તર વાળતી નથી.

**વૃંદાઃ**—માતા! (ડુસકાં ખાતી.) શો ઉત્તર વાળુ? આજે મારા ભાગ્યનું સુંકાન ફરેલું જણાય છે; રે મારો જીવ કાયાને તજતો પરખાય છે. (હૃદય ઉપર માતાનો હાથ ખેંચી પોતાના હાથ સહીત મુકતી) જો.......જો——

ધ્રુજાટ વાળી ધારણામાં, ધરતી કંપ ધરાય છે,
છળતી ઉછળતી ઉર્મિયો, હૃદયે બિચારી રૂંધાય છે;
મધથી મધુર કડવાશવાળી, કાન્તિ મારી કળાય છે,
સમજાય ના કે શાથી આ, સર્વત્ર સુન્ય સુહાય છે.

**મેધાવતીઃ**—(આંસુ લુછતી) ઘેલી! આમ શું બોલતી હોઇશ? મારા હૃદયમાં અગ્નિ પ્રજાળતી હોઇશ? જરા ઉંચું જો.

**વૃંદા**--(વધારે ગભરાતી ડચકાતી) શું જોઉં? મારી આંખો ઉંચું જોવાને અસમર્થ થઇ.

ગાયન ૩૮ મું.

વિતી ગઇ વેરણ રે!! રજની મારી માતા!!
હાય સ્વપન એ, વધારે મૈનની ચિંત્યા,
શોકના સમાયે, દિલ ગભરાયે પળ ના ધરાયે શાતા--વિતી૦
ક્યાં છે મારા હૈયાના હિરલા, ક્યાં છે મારા કામકોડિલા?
પ્રિયતમ પ્રાણના વિના, બીજું કોણ છે જીવનદાતા!
અહિં કોણ અવર વિધાતા—રજની૦

**મેધાવતીઃ**—બ્હેન બ્હેન!! તું મિથ્યા મનમાં મુઝાય છે. સ્વપ્ના સાચા હોય નહિ, મૃગજળને જોઇને જેમ મુસાફરો અટવાય છે, તેમ સ્વપ્નાવસ્થામાં બનેલાં પરિણામે પણ અજ્ઞાનિ જન આત્માને દોરી અથડાય છે. એ તો ખોટી ભ્રમણા છે,

**નંદા**--(ટાપશી પુરતી) હા હા સખિ એમજ. આખા દિવસનો પતિ સ્મરણનો આભાસ, આય મગજની અશાંતિને લીધે દેખાયો.

**વૃંદાઃ**--(બન્ને તરફ વિનયપૂર્વક સબોધને) માતા! સખી! એમ હું નથી માનતી, અવિનય ક્ષમા કરજો. મારૂં ભલું ચાહો તો મારા પતિ પાસે જવા દો. રણસંગ્રામમાં જઇશ અને પતિને જોઇશ. જો ન કરે નારાયણને મારૂં સ્વપ્નું ખરૂં કરશે; તો તેમના ભેગી સ્વર્ગ સુખની ભાગી થઇશ.

**મેધાવતીઃ**—(આશ્વાસન આપતાં) પુત્રી! ખોટા મમતના શીખરે ચઢીશ નહિ; વાછરૂ વિનાની ગાય જેવી ને ચંદ્ર વિનાની રાત્રી જેવી મારી અવસ્થા કરીશ નહિ. શાંતિથી રહે સૈ સારા વાનાં થશે.

**વૃંદાઃ**—(ડુસકાં ખાતી) માતા! માતા! જ્યાં સુધી મારા ભાગ્યના સૂરજને ભાળુ નહિ; ત્યાં સુધી મારૂં મન વાળુ નહિ. જ્યાં સુધી મારા નશીબનું પાનું સવળુ જણાશે નહિ; ત્યાં સુધી શાંતિ થાશે નહિ.

**મેધાવતીઃ**—(નંદા તરફ ફરી વળી સ્વગત)બ્હેન હઠ ઉપર ચઢયાં છે એટલે ગયા વિના ન રહે, તો લાવ રજા આપી એમને રાજી કરૂં. (વૃંદા તરફ જોઇ) બાપુ! તારી હઠ તો જબરી. તારાથી હું હારી. લે જ્યારે તને એવોજ ભાવ છે તો સુખેથી જા. (નંદા તરફ ફરી) નંદા! જા રથ તૈયાર કરી લાવી તમો બન્ને તેમાં બેસી સુખેથી સિધાવો.

**વૃંદાઃ**—(ઉપકાર માનતી શિર્ષ નમાવી) માતુશ્રીની મહત દયા. (નંદા તરફ ફરી) ચાલ સખી નંદા! આપણાં ઉજમાળાં ભાગ્યને અમરાપુરનાં સ્થાન શોધવામણાં

**મેધાવતીઃ**—(બંનેને) ચાલો બંદોબસ્ત કરી આપું. (જાય છે.)

**વૃંદા-નંદાઃ**—ઘણી ખુશીથી.

**ગાયન ૩૯ મું.**

ચાલ વ્હેલી સાહેલી તું શોધવાને શ્યામ!
આ શા ઉભરાયા આજે રંગો આમ?—ચાલ૦
ચિત્તના ચોર વિના દિસે ઠાલા ઠામ,
મિઠી અંગતની સંગત શોધી સાધ્ય કામ;
ટળશે તનનાં દુઃખો તમામ—ચાલ૦

(પ્રફુલ્લિત વદને સર્વે વિદાય થાય છે.)

—:૦:—

## પ્રવેશ ૩ જો.

**સ્થળઃ—અરણ્ય.**

**પાત્રઃ—વિષ્ણુ, ગરૂડજી, વૃંદા, નંદા, ને મૃગવ્યાઘ્રાદિ ચતુષ્પાદ પ્રાણીઓ વગેરે.**

**વિષ્ણુઃ**—(ગરૂડજી પ્રતિ) ગરૂડજી! ગમ્મત તો ઠીક આવશે. મેં વૃંદાને સ્વપ્નામાં જાળંધરના મૃત્યુના સમાચાર જણાવ્યા છે, ને તે તપાસ માટે સખી સાથે નીકળી પણ પડી છે. હમણાં તે આ રસ્તે થઇને જશે તે વખતે ભોળવવાનું ઠીક ફાવશે. માટે ચાલ હું મહાન તપસ્વી બની જાઉં ને તું મારો શિષ્ય બની બેશ.

ગરૂડજી:—(હાથ જોડી નમ્રતા પૂર્વક) આજ્ઞાંકિતને આજ્ઞાનિજ માત્ર બાકી છે. સમસ્યામાં મને સમજાવજો એટલે સોંપેલું કાર્ય સંપૂર્ણ કરીશ.

વિષ્ણુ:—તો ત્વરીત વેગે તૈયાર થઇ રહો. (બન્ને સ્વરૂપ પાળટી શણગાર બદલે છે. પોતાના ને ગરૂડના તરફ જોઇ મૃદુ હાસ્ય સહીત) વાહ વાહ સિધ્ધ સાધકની જોડી તો ઠીક બંધાઇ. (બંન્ને આશ્રમ સ્થાપી બેસે છે.)

વૃંદા:—(નંદા સહીત શોકગ્રસ્ત ચ્હેરે વિલાપ કરતી પ્રવેશી.)

ગાયન ૪૧ મું.

મેળો જગત જન મ્હારૂં જીવન મોતી,
થાકી હવે હું ગોતી,
રાખો મને કોઇ રોતી;
મુજથી એ ના સચવાયુંરે, દુર્ભાગ્ય થકી અટવાયું,
દુખલડે નિત્ય ધોતી, હૈયા હાર માંહિ પ્રોતિ—મેળો૦

(ચકોરી તરફ જોતી સખેવિત સ્વરે,)

પ્રેમી ! પ્રિયતમ ચંદ્રના, સમાચાર કહે બ્હેન;
દાખવ રસ્તો વનતણો, પામું અંતર ચેન.

(મન વાળતી) ના ના એણે નહિ જોયેલો. (ચકોરી તરફ ફરી) બ્હેન ! તેં નક્કી નહિ ભાળેલા—

જોયા હત મુજ ચંદ્રને, સમરાંગણમાં તેં કદા;
તો આ ચંદ્ર પરે પ્રીતિ, રહેત નહિ આવિ સદા.

(અરણ્ય તરફ જોતી) ઓ તાડ વૃક્ષો ! તમે ઉંચી ડોકું કરી ઉભાં છો, તો કહો મારા પ્રાણવલ્લભ કયાં છે ? (વિચારીને) બોલવાની શકિત વિનાના એ બિચારો શું કહે ? (સુર્ય તરફ જોઇ) સવિતા નારાયણ ! સવિતા નારાયણ! તમારી દૃષ્ટિ આખી સૃષ્ટિપર પહોંચે છે તો આ વિયોગીનીની દાઝ જાણી કહો કે મારા કાન્ત કયા છે? (ઉત્તર નહિ મળવાથી નિઃશ્વાસ નાંખતી) નિરુત્તર. અરે ભુલી. પતિના વિરોધીઓ એ કેમ બોલે? કેમ બતાવે? મેઘમંડળ! તમે અંતરિક્ષ રહી અખિલ ભૂમંડળને આવરી રહ્યા છો તો કહો કહો આ મ્હારા મંગળસૂત્રના સ્નેહદેવતા કંઇ દીઠા? (વિચારી) અરે એતો પ્રત્યક્ષ ઇંદ્રનોજ ગુલામ. જાણતો હોય તોપણ કેમ જણાવી શકે? ત્યારે મારૂં કોઇ નહિ? પતિની તજેલીને જગતેય તજી દીધી? અરે વિકટ અરણ્ય, તેં તો મને દશે દિશાથી નિરાધાર બનાવી. (એકદમ સુંદર આશ્રમ જોઇ ચોંકતી) સખી! સખી! જોતો ખરી. આ શું ? જગલમાં મંગળ કયાંથી? અહાહાહા.

પેલા તપસ્વી તપ રૂડુ, નિશ્ચિંત થઇ કેવા કરે?
કેવાં અલૌકિક વૃક્ષપર આ, પંખિડાં સૌ ફરફરે?
છે સ્વર્ગથી પણ શ્રેષ્ટ, અવનીમાં નથી આવું બીજું,
આ પરમતાપસ પુરૂષના, દર્શન વડે દિલમાં રીઝું.

નંદા:—(આશ્ચર્યદર્શક ભાવે) અહાહા....ચાલો બ્હેન. સરજહાર સાનુ ફળ જણાય છે. (બન્ને આશ્રમ નજીક જાય છે.)

**ગરૂડજી:**—(એકદમ આશ્રમમાંથી નિકળી બ્હાર આવતો)

રે કોણ છે ને શું કહે છે, કેમ આવે પાસ તું!
દુર જા સમાધીભંગ કરવા, આવતી નહિ પાસ તું.

**વૃંદા:**—(કરગરતી)

મહારાજ કરશો ક્રોધ નહિ, આ દાશીઓ છે આપની;
દર્શન કરી દુઃખ દુર કરવા, પાસ આવી આપની.

**ગરૂડજી:**—(આંખ અધપડીઆળી કરી દાઢી હિલાવતા) ઠીક. ઠીક. ઠીક.

**વૃંદા:**—(વધારે નિકટ જતી છુપાતા શબ્દે)

તો આ તપસ્વી પુરૂષ તે શું, થાય ગુરૂવર આપના?
કરોને કૃપા અમ રંક પર, ગુણ વર્ણવોજ પ્રતાપના.

**ગરૂડજી:**—(સહર્ષિત સ્વગત) હવે એવી સમજાવી દઉં, કે વાંધો વચકો રહેજ નહિ. (પ્રકાશ) હા બાઇ એ મારા ગુરુ, ઉપદેષ્ટા, શિર્ષમણિ જે કહો તે. જન્મના અલખનિરંજન યોગી. સ્રીમુખ જોતા નથી; કે ફળાહાર કરતા નથી. ન સુવું કે ન જાગવું. (ઉગેલા વડ તરફ આંગળી કરી) જુઓ દાતણુની ચીરી દાબી આ આખો વડ ઉત્પન્ન કર્યો છે. કરોડ કલ્પની તો એમની કાયા છે. આત્મા અનાત્માને ને મૃત સંજીવન વિદ્યા પણ જાણે છે. (માળાના મણુકા ખડખડાવતો) નારાયણુ. નારાયણુ. નારાયણુ.

**વૃંદા:**—(નંદા તરફ ફરી) સાંભળ્યુ? સજીવન વિદ્યાના સાક્ષાત પ્રણેતા જાણે પોતેજ પધાર્યા. શું આ સર્વે સુભાગ્યની નિશાનીઓ નહિ?

**નંદા:**—નહિ કેમ? જરૂર સુભાગ્યની નિશાનિઓ. આવા સિધ્ધ પુરૂપ સેવાય તો સર્વે સારાં વાનાં થાય.

**વૃંદા:**—(ગરૂડજી તરફ સનમ્ર પ્રણિપત કરતી) યોગેશ! ત્યારે એવા મહાત્માના ચર્ણોમાં જરા થોડો વખત અમને વિશ્રાંતિ કરવા દેશો?

**ગરૂડજી:**—ગુરૂ મહારાજની આજ્ઞા મેળવું પછી સુખ્ખે બેસો. (વિષ્ણુંના કાનમાં જઇ) સમજ્યા કે મહારાજ? ચોકઠું બરાબર બેસાડયું છે; મન પિંગાળ્યું છે. હવે એને ખાતરી થાય એમ કરો, કે કાર્ય સફળ થાય. (પાછો વળી બાઇઓ તરફ આવે છે.)

**વિષ્ણું:**—(એકદમ નેત્ર ખોલતાં ક્રોધગ્રસ્ત ચહેરે) બચ્ચા......હૈ......બચ્ચા.

**ગરૂડજી:**—(પડતો આખડતો ઉતાવળો હાજર થઇ હાથ જોડતો) પ્રભુ!

**વિષ્ણું:**—દેખ દેખ. બહાર કિસને ગરબડ મચાઈ હૈ.

**ગરૂડજી:**—(કાનમાં જઇ) આપની કપટકળાઓ (પ્રકાશ) મહારાજ! જુઓ જુઓ એ તો પેલી બચ્ચાં સમેત દોડતી મૃગલી પાછળ સિંહ શીકાર કરવા ધાયો તેની એ ગરબડ સંભળાય છે. (વધારે ચોકતો) અરરરર મહારાજ આતો આપણા આશ્રમ નજીક વ્યાઘ્રે શીકાર પણ કર્યો. અનર્થ થયો મહારાજ અનર્થ થયો. શીવ શીવ શીવ. *(નિઃશ્વાસ નાખે છે.)*

**વિષ્ણું:**—કયા અપના આશ્રમ નજીક ઐસા અનર્થ હુવા?

**ગરૂડજીઃ**—(હાથ જોડી) જી હા.

**વિષ્ણુઃ**—વો બનરાજ કીધર ભાગ ગયા ?

**ગરૂડજીઃ**—(વેગળે આંગળી કરતો) એ.....પેલો ઉભો જુઓ.

**વિષ્ણુઃ**—અચ્છા. (દુર જોઇ) વો ખડ રહા. દુષ્ટ મેરી ભી તુજકો શરમ નહિ લગી? જો જી મરણોન્મુખ હોતા હૈ વો સબકી લજ્યાકા પરિત્યાગ કરતા હૈ. (હાથમાં જળ લઇ) મેરે સુચી સ્થાનકો મલીન કરનેવાલા હિંસકજી, મેં તુજકો શાપીત કરતા હું તુમભી મૃગલી જૈસી સ્થીતીકો પ્રાપ્ત હો. (પાણી નીચે પડવા દે છે.)

**વૃંદાઃ**—(શાપથી વ્યાઘ્ર દોડતો નિચે પડી પ્રાણ તજે છે તે જોઇ આશ્ચર્યપૂર્વક) અહાહાહા (નંદા પ્રતિ) જોયું સખી, મહારાજનું કેવું મંત્ર સામર્થ્ય ? સહસ્ત્ર પુરૂષ બળ સંતુલ્ય સિંહનો સંકલ્પ માત્રથી નાશ કર્યો.

**નંદાઃ**—(આશ્ચર્યમાં પુષ્ટિ દેતા દેખાવે) ખરેખર આ તો અદભૂત યોગીરાજ ! જેના બોલતાં બોલ ફળે છે; સર્વચિંવથી પગ તળે છે.

**ગરૂડજીઃ**—(વિષ્ણુ પ્રતિ સનમ્ર) મહારાજ વિજ્ઞપ્તિ સ્વીકારશો?

આજ આપણે આશ્રમે, ત્રણની હીંસા થાય;
માન મહત્તા સૌ ટળે, તપનું પરિબળ જાય.

**વિષ્ણુઃ**—ઐસા (ગરૂડને માથે હાથ ફેરવી.) મત ગભરા. કોનસી બાત મેરે દુર્ઘટ હૈ. ચલ... ...લા...કમંડલ.

**ગરૂડજીઃ**—(કમંડળ આપતાં) લ્યો મહરાજ !

**વિષ્ણુઃ**—(જલાંજલિ ભરી) બસ મેંય બોલતા હું વો તીનો જી સંજીવન હો જાઓ. (જળ-પૃથ્વી પર છોડે છે.)

**વૃંદાઃ**—(મૃગલી, બચ્ચુ ને સિંહ ત્રણે સંજીવન થઈ જતા જોઇ) અહાહાહા...અદભુત ચમત્કાર. (નંદા પ્રતિ) સખી, આવો પ્રતાપ તો મેં ચઉદ બ્રહ્માડમાંએ ન જોયો. આવા મહા પુરૂષની કૃપા મળે, તો સર્વ ઉપાધિ ટળે. લાવ મારા પતિ સંબંધી પ્રશ્ન કરૂં જોઇયે શું કહે છે?

**નંદાઃ**—હા બા પુછો તો ખરાં "અંતર જામી જો હશે તો મનની વાતો જાણશે."

**વૃંદાઃ**—બરાબર "અંતરજામી જો હશે તો મનની વાત પ્રમાણશે." (મહારાજ નજીક જઇ વિનયપુર્વક) કૃપાગાર !

છે કંથ મુજ પરદેશમાં, તે જીતિ શું જશ લાવશે ?
કહોજી મને કીરપા કરી તે, અત્ર કયારે આવશે ?

**વિષ્ણુઃ**—કોન ? મથુરાંસે આનેવાલી કૌચકતનયા બોલ કોન ? તેરી મેઘાવતી માતા જૈસી સ્વભાવ દેખકે મેંય તેરે પર પ્રસન્ન હુવા હું. ગુણકાવૃંદ ગ્રહણ કરને સેં તેરા વૃંદા નામ સાર્થ કીયા હૈ. (આંખો મિચી) નારાયણ. નારાયણ. નારાયણ. (મૌન)

**વૃંદાઃ**—(નંદા પ્રતિ) સખી ! જો જો મારૂં મારી માતાનું ને પિતાનું સ્પષ્ટ એંધાણ (મહારાજપ્રતિ) અંતરયામિ મૌન કેમ થયા ?

વિષ્ણુ:—કયા તુંયે જાળંધરકી આરોગ્ય પૃચ્છા કરતી હય ?

વૃંદા:—જી હા. એ મારા પ્રિયતમ ચંદ્રના શા સમાચાર છે ?

વિષ્ણુ:—(સમાધી કરી પાછા જાગૃત થતાં) વો તો અબ તક રણસંગ્રામમેં ઘુમ રહા થા. નારાયણ. નારાયણ. નારાયણ. (નિઃશ્વાસ નાંખે છે.)

વૃંદા:—(સંપુર્ણ અધીરતા દાખવતી) પ્રભુ ! પ્રતિ ઉત્તરમાં નિઃશ્વાસ ? એ શું ?

વિષ્ણુ:—(માથું હલાવતા) કુચ્છ કહનેકી બાત નાહિ. નારાયણ નારાયણ નારાયણ ( મૌન )

વૃંદા:—દયાસિંધુ ! એવું તે શું છે કે આપ ઉત્તર આપી શકતા નથી ? (નંદા પ્રતિ) સખી ? શું મારૂં સ્વપ્નું સાચુ ઠરશે ? આ મુનીરાજના બોલવામાં તો મને કંઇજ સમજાતું નથી (વિષ્ણું પ્રતિ) યોગિરાજ ! જે હોય તે જલદી કહો, મને ન મુઝાવો.

ગરૂડજી:—ગુરૂજી! (નજીક જઇ) જેવું હોય તેવું જણાવી દ્યોને તમારે શું? પારખે તો પરિક્ષા કરી આપવાની છે, ઓછુંજ કાંઇ ઓટીમાંથી કાઢી આપવાનું છે.

વિષ્ણુ:—(સંતાપગ્રસ્ત ચ્હેરે) નાહક કીસીકા દીલ દુઃખાને સેં મૈંય ડરતા હું.

વૃંદા:—(પ્રણામ કરી વિનવતી) મહારાજ! આમ ભેદમાં બોલી ભરમાવો નહિ. હૈયાની સઘળી વાત હોઠે લાવી દ્યો.

વિષ્ણુ:—મૈંય કયા બોલું ? વો તો સબ બાજી બીગડ ગઇ.

વૃંદા:—(ભવાં ચઢાવી વિશેષ જીજ્ઞાસુપણે) મહારાજ! તે કેવી રીતે? અધુરૂ બોલી અધીરી શીદ બનાવો છો?

વિષ્ણુ:—(આશ્વાસન આપવા સરખા ઢોંગી દેખાવે.) તેર સબળ સ્વામીકા સામર્થ્ય યાદ કરકે મૈંય ભી સોચતા હું. સાંગ ફિરનેકી ઉસકી યુકિત અજબથી. મગર હાય. .......
(નિશ્વાસ સહીત મૌન)

વૃંદા:—તો શું તે પંચત્વ પામ્યા ?

વિષ્ણુ:—હા વૈસાહી હુવા. બિચારા કપટી વિષ્ણું કે કપટસેં હારા ગયા; રે........મારા ગયા.......(મૌન)

વૃંદા—હાય આ શો ગજબ ? (ચિસ પાડી મુર્છાગત થાય છે)

નંદા:—(મોં પર પાણી છાંટતી જાગ્રત કરતી) બ્હેન! બ્હેન! આમ છેક સીમા ન ઓલંગી જાઓ, હિંમત ન તજી દો. આ અરણ્યમાં તો એનોજ આધાર છે. સાચજુઠની સાક્ષીભૂત આંખને પાણી ભરી બળહીણી ન બનાવો. સાવધ થાઓ.

વૃંદા:—(સાવધ થઇ હળવળતી) સખી નંદા! સમાચાર સાંભળી મારી તો શુધ ને સાન જતી રહી છે. સાથી આમ થયું તે હું સમજી શકતી નથી. નીતિને છોડી નથી; અવળે રસ્તે દોડી નથી. ને આ શું વિપરીત પરિણામ ? (મુર્છાગત થાય છે.)

નંદા:—(પુનઃ જાગ્રત કરતી) સાવધ થાઓ બ્હેન સાવધ થાઓ. અમુલ્ય વખત વ્યર્થ ન ગુમાવો. ઉઠો મુનિરાજ પાસેથી એ વિષે વિશેષ માહિતી મેળવી લઇએ.

વૃંદા:—(જાગ્રત થઇ મહારાજ પાસે જતી) હા બરાબર છે. (મહારાજ પ્રતિ) મહારાજ તમે જ્યારે મારા પતિના સબને દેખો છો, તો મને દેખાડી શકો નહિ; એટલી કૃપા કરી

શકો નહિ? શાસ્ત્રકારો કહે છે કે સંતની વિભૂતી પરોપકાર અર્થે છે તો તે આપ આ પળે સાબીત કરી આપો નહિ?

વિષ્ણુ:—કયું નહિ? મગર હમ જબ અયસી સંસારકી ઉપાધિ મેં હાથ ડાલે; તબ હમેરી યોગ સમાધિમેં બડા અવરોધ આ જાય.

વૃંદા--(વિશેષ આતુર ભાવે) મહારાજ! ગમે તેમ થાય; પણ મારા જેવી નિરાધાર અબળાને આપ જેવા તાપસે ન તજાય. મ્હેર લાવો ને મને મારા સ્વામીનુ મૃત શરીર બતાવો.

વિષ્ણુ:—તેરી દયામણી સુરત દેખકે, દેખ મૈંય તેરી ઇચ્છા પૂર્ણ કરતા હું, (થોડી વાર સમાધી કરી તાળી બજાવતાં) વૃંદા! દેખ અબિ તેરે મૃતપ્રાય સ્વામી કે અવયવો ઇધર આતે હવ. (ગડગડાટને પવનના સુસવાટા શરૂ થાય છે.)

વૃંદા:—(આકાશ તરફ જોતી) સખી નંદા! મહારાજ કહે છે તે તરફ ધ્યાન દે ને આકાશ ગમ નિહાળ. હું તો એબાકળી છું. (આકાશમાંથી બે હાથ પડતા જોઇ) અરે આતો મારા જીવનના હાથ. (પગ પડતા જોઇ દુસકાં ખાતી) અરે આતો મારા મુગટ મણિનું મસ્તક. સર્વે અવયવો મારા સ્વામીનાજ (પૂસ્કળ ધ્રુસકે રોતી) વેરી વણેળિવા તેં તો વેરણુ વેર વાળ્યું:-

**ગાયન ૪૨ મું.**

નાખ્યા કોઇએ બચાવ્યા, સ્વર્ગે નાથ સિધાવ્યા;
ભાવિ દૈવે ભુંસાડ્યા, ટાંક ભાળના નાખ્યા૦
ધાર્યાં ધર કરમાં.........વેરી સૌ વસમા;
વાળ્યાં વેર આતે કિયા કાળનાં-નાખ્યા૦

**સાખી.**

વિકટ વાટ આ વિશ્વની, શાંતિનું નહિ સ્થાન;
ભુલેલાંના ભોમીયા, ભરથાર કે ભગવાન.
વ્હાલા કહો છે કશું.........રણમાં રીસાઇશું;
શરણે ગયા પ્રતિપાળના--નાખ્યા૦

વિષ્ણુ;—(કલ્પાન્ત કરતી વૃંદા તરફ જોઇ) ગરબડ સરબડ ઇધર મત મચાવ; તુમ તુમેરે રહઠાણપર ચલ જાવ, (ગુરૂડજી તરફ જોઈ) બચ્ચા કલંદર અઇ ધુમંડ મચાને વાલીઓ કો ઇધર સેં દુર હઠાવ.

ગરૂડજી--જી મહારાજ. (હાથમાનો ચીપીઓ ખડખડાવતો) એ...બાઇઓ તમો અહિંથી દૂર જાઓ. ગુરૂજી કોપશે તો વિપરીત પરિણામ આવશે.

વૃંદા:--બાપ! હવે આ કરતાં બીજું કયું વિશેષ વિપરીત પરિણામ આવવાનું છે? (કપાળમાં હાથ અફાળતી) હાયરે નશીબ. મન ચહાતું હતું કે હું પૃથ્વીમા પતિધર્મ પરાયણી ગણાઇશ, ત્યાંતો રઝળતી કરી. ખરી વાત છે પડતો દીવસ સવળા પાસાને અવળા કરે છે. નંદા વ્હાલી નંદા! આજે મારા ભાગ્યના સૂર્યનો અસ્ત થયો. (ડુસકાં ખાતી) મારો પ્રાણદીપક હોલવાઇ ગયો. જેમ ઉડી ગયેલી વાસવાળુ ફુલ નકામું થાય છે, તેમ મારા પ્રાણજીવન વિનાની આ કાયા નકામી થઇ. હું એ તને આ દુનિયામાં

સુખ આપવા અવતરેલી પરદુનિયામાં સુખ આપવા સંચરીશ.......રે......મરીશ. (મુર્છાગત થાય છે.)

**નંદા:**—(આશ્વાસન આપતાં) બ્હેન! ૠણાનુબંધના સંબંધને કાં ભુલી જાઓ છો?

**ગાયન ૪૩ મું.**

પૂર્વદત્તથી પામતાં સૌ પ્રાણી સુખ દુઃખ
બાંધે પાળો પાપની તો પામે કયાંથી સુખ્ખ?
વાવે વિષબીજ તો આમ્રફળ ક્યાંથી ફળે?
કરે મહાપાપ તો ચોરાશી ફેરા કયમ ટળે?—વાવે૦

**સાખી.**

ધન વિદ્યા ને સંતતી, વળી સુલક્ષણી નાર;
પૂર્વવત્ત શુભ હોય તો, પામે વસ્તુ ચાર.
હળાહળ પી ને પછી, આશ જીવવાની કરે;
પડે દીપ લઇ કુવામાં, મોત કયમ તેનાથી ડરે—વાવે૦

**સાખી.**

વ્રત અપવાસો નવ કરે, ચુકે હરીકીરતન;
સુખ તેને નવ સોંપડે, અધવચ રઝળે તન.
ભાગી તરૂ ડાળ, બાળ ધાવતાં વછોડયાં હશે;
ભોગવીએ પાપ તે, ખસેડયાં દૂર કયમ ખસે?—વાવે૦

એ શાસ્ત્ર સિદ્ધાંત સમજો. આ ભવે નહિ તો પાછલા ભવે કરેલાં ભોગવી છુટયા વગર છુટકો નથી માટે સાવધ થાઓ. કલપાંત કર્યે કાંઇ ન વળે. જુઓ અધિરાઇ તજો તો એક ઉપાય બતાવું.

**વૃંદા:**—(ગાંડી ઘેલી થતી) કહે કહે બ્હેન શો ઉપાય છે? બતાવ જોઉં;

**નંદા:**—જુઓ— વિદ્યા જાણે છે ગુરૂ, મૃત સંજીવન ખાસ;
જીવન મુકવા વિનવિએ, ચાલો જઇને પાસ.

**વૃંદા:**—(એકદમ જોશપૂર દેખાવે) બ્હેન તેં ઠીક ધ્યાનં રાખ્યું. પેલા શિષ્યરાજ કહેતા હતા કે ગુરૂરાજ મૃત સંજીવન વિદ્યા જાણે છે માટે ચાલ ચાલ એ ઉપાય અજમાવીએ.(ઝડપથી મહારાજ પાસે જઇ) મહારાજ! આપને મૃત સંજીવન વિદ્યા આવડે છે, તો મારા સ્વામીને એ પ્રયોગથી પુનર્જીવન ન આપો?

**વિષ્ણુ:**—(ખાસ્રી ડંફાસથી) તુમભી કોઇ બિચીતર તિરીયા હો. કયા મુજકો અયસી તકલીફ્ ફીરફીર દીની તુમ કો ઉચિત હય. અંગુલી દી તો ફીર પાંચો પકરા. નારાયણ. નારાયણ. નારાયણ. ( મૌન )

**વૃંદા:**—(હાથ જોડી) મહારાજ! છોરૂ પિતા વિના કોની મદદ માગે? આપના જેવા પરમતપસ્વી આશરે આવનારીને નિરાશ કરે તો પછી કોણ બચાવે? સુર્યથી શીતળતા ન જાય તો પછી આગીઆથી શું થાય? આપે અનેક મૃત જીવોને સંજીવન કર્યા છે તો આ કેમ ન કરો? અનેક દુઃખીઆનાં દુઃખ ટાળ્યાં છે તો અમારું કેમ ન ટાળો?

નંદા—હા મહારાજ અમારી ગમ કેમ ન ભાળો ?

ગરૂડજી:—તમે ગભરાવ નહિ; હું ગુરૂજીને કહી તમારું કામ કઢાવી આપુ છું. (વિષ્ણુના કાન નજીક જઈ) ભગવાન અવસર ઠીક આવ્યો છે. પડેલા પિંડમાં પેશી જાઓ; ને જાળંધર રૂપે થાઓ. યુકિત અડાવો, ને ચતુરાને ચગડોળે ચઢાવો.

વિષ્ણુ:—મૈંય ભી એહિ બિચારમાં હું.

ગરૂડજી:--(વૃંદા સાંભળે તેમ) મહારાંજ ! આ સ્ત્રીઓ હઠ લેઇને બેઠીછ, તો તમારૂં શું જાય છે? સંજીવન કરો ને શાંતિ આપો. કે તેઓ અહિંથી જાય, ને આપણુને નિરાંત થાય.

વિષ્ણુ:--(ગરૂડજી તરફ ફરી) અચ્છા બચ્ચા ! તેરી ઐસી મરજી હય કે વો મૃતદેહકો સંજીવન કરના ?

ગરૂડજી:--જી હા.

વિષ્ણુ:—તો દેખ જળકે છાંટકે મૈંય ઉસકો સંજીવન કરતા હું. (પાણી છાંટવાથી મૃત સંજીવન થાય છે.)

જાળંધર:—(આળસ મરડી ઉઠતાં) ઓહો...કોણ મારી પ્રિયા ? (વૃંદાને બાથમાં લેઇ) સતી તમે અહીં કયાંથી? આ તપસ્વી કોણ? અરણ્ય શું? આ સનતરૂઓની છાયા શી? આ શી નવાઇ?

ગરૂડજી:--(જાળંધરના સબમાં પ્રવેશી ઉભા થયેલા વિષ્ણુને) એ તો જાતની ચતુરાઇ.

વૃંદા:--સ્વામિનાથ સર્વે વૃતાંત વિદીત કરવાનો આ અવસર નથી. સુભાગ્યે આપણો ભેટો થયો. ને તે બદલ (ગરૂડજી તરફ નમન કરતી આ મહાપુરૂષનાં (વિષ્ણુ નહિ દેખાવાથી) અત્રે બીરાજે છે તે એમના ગુરૂજીનાં આપણે જન્મોજન્મ ઉપકારી છીએ. (જાળંધરને) પ્રભુ હવે ચાલો રથ તૈયાર છે. રસ્તે સર્વ ખુલાસો કરીશુ. મારા મોહન! હું તો તમને પામ્યે સર્વસ્વ પાસ.

### ગાયન ૪૪ સું.

વૃંદા—જાળંધર:—

સ્વામી પામી, ખોવાયલ સ્વામી પામી;
સુભાગ્ય સંગાર, મળ્યા મુને હા ફરી—સ્વામી૦
અહાહા! આ શો યોગ
થયો નાથ સંજોગ.
સ્વામિ પામિ, (૨) —સુભાગ્ય૦
સોનાના સુરજ ઉગિયા, મારો ફળ્યો અવતાર;
સંસારે નર સુખનો સાર
પુરણ પ્રાણ તણા આધાર
વાહ વાહ વાહ!!! હા! હા!—સ્વામી૦

(બન્ને જાય છે.)

———:(૦):———

# પ્રવેશ ૪ થો.

**સ્થળઃ ભુખરૂનું ઘર.**

**પાત્રઃ—ભુખરૂં અને પાછળથી ચંચળ.**

**ભુખરૂં:**—(પ્રવેશ તો માથુ ડોલાવી.) રણસંગ્રામમાં તો જાણે માર કે મર થઇ ગયું હતું, પણ પાછો ઘેર આવ્યો કે પેટ ભરવાની પિડયા પેડી. ત્યાં લડાઇમાં અસ્ત્રશસ્ત્ર અથડાવાથી અગ્નિ વરસતી હતી, તેમ અત્યારે મારા પેટમાં ભુખના ભભડાટથી અગ્નિ સળગી રહી છે. રણમાં શુરાઓ સ્વર્ગની અપ્સરાઓને ભેટવા ચાલ્યા ગયા, ત્યારે આ બંદા પણ ચટકાળી ચંચળને મળવા ચાલ્યા આવયા છે. પણ તેઓ તો ત્યાં જઇને સારાં સારાં પકવાન ને મીઠાં મીઠાં મિષ્ટાંન ખાવાના; ત્યારે આપણે કોરડાપાક, ગડદાપાક, ને ખાસડાપાક અડાવાના. તેઓ અપ્સરાઓનાં રમુજી ગાયન સાંભળવાના ત્યારે આપણે આ કર્કશાની કડવી ઝેર જેવી ગાળો સાંખવાના. તેઓ સુંદર સુંદર સુંદરીઓના ઠાઠમાઠ ને પોષાક જોઈ આનંદ સાગરમાં તરવાના, ત્યારે આપણે આ પાપણી તરફથી પામી ચુકેલા પરિતાપરૂપ પાતાળમાં ગરવાના. વાહેરેવાહ. ખરેખરા તેમના સુખના સંજોગ; ને મારા નશીબના ભોગ. (જરા વિચારી) પણ ફિકર નહિ, આજે તો ગમે તેમ થાય તોપણ જુકિત લડાવું; ને એને હાથેજ મિષ્ટાન અડાવું, ત્યારેજ જીવ્યું સફળ થાય. આ રાતનો વખત છે તો ઠીક, ઘાટ બેસી જાય તો બેશી જાય. (થોડી કાંકરીઓ ખોળામાં લેઈ દુરથી ફેંકે છે)

**ચંચળ:**—(ઘરમાંથી) મુઓ કાંકરીઓ કોણ મારે છે એ..............................

**ભુખરૂં:**—(પ્રેક્ષક તરફ) મુઓ તો વળી કોઇ દી મારતો હશે? એ તો આ જીવતો જગાડે છે જીવતો. (બીજી બે ત્રણ કાંકરી મારે છે)

**ચંચળ:**—(ઘરમાંથી) રડયા! અહિંથી ટળે છે કે આવું ?

**ભુખરૂં:**—(પ્રેક્ષક તરફ) આવ આવ, કે ફાવે મારો દાવ (પુનઃ કાંકરીઓ મારે છે)

**ચંચળ:**—(આંખો ચોળતી બ્હાર નીકળી) મુવા ચાંચડના ચટકામાં, મેં તો જરા મટકું સરખું એય માર્યું ન હતું; ત્યાં તો વળી આ ધાડય આવી. (ચારે બાજુ જોઇ) અહીં તો કોઇ દેખાતું નથી. હશે, પાવડી બળ્યો કોઇ આવ્યો હશે ને ગયો હશે. લુખા સુકા અફળાતા ટીચાતા નફરખંડા નવરા સાંઢના આ દુનિયામાં ક્યાં ટોટા છે! ચાલ મારી તો મઝા......ની ઉંઘ બગાડી. (ઘરમાં જવા માંડે છે)

**ભુખરૂં:**—(બીજી બાજુથી ઘરમાં પેશી જઈ વાસણ ખખડાવે છે) ખણખણણણ............

**ચંચળ:**—(ચોંકતી) આ શું? બહાર કોઇ દેખાતું નથી; અંદર કોઇ જણાતું નથી. છતાં ખણખણાટ ને ભડભડાટ ચાલતોજ રહે છે. (ઘરમાં વિશેષ ખડખડાટ થતો જોઇ) ઘરમાં કંઇ ભુતખુત તો નહિ હોય? એય મા મને બહુ બીક લાગે છે. રડયા પડોશીઓને જગાડીએ તો પંચાતની પાંતો ગુંઠાય. આ વખતે મારા ઘરવાળા હોત

તો કેવું સારૂં? (ફરી ખડખડાટ સાંભળી) જરૂર કોઇ અવગતીઆ જીવ વગેર આમ ખડખડાટ કરે નહી. લાવ પુછી જોઉં તો ખરી કે તે કોણ છે? સાંભળ્યું......ભુતકાકા તમે મારાં સાસરીઆં તરફના અવગતીઆ છો?

**ભુખરૂં**:—(ભયંકર અવાજે) ના......આ......આ......આ......

**ચંચળ**:—(વિશેષ ડરતી) ઓય બાપ! ત્યારે મારા પિયર તરફના છો?

**ભુખરૂં**:—હા......આ......આ.......

**ચંચળ**:—(પગે લાગતી) ત્યારે હુ તમારી તરપંડી કરીશ. મારા ઘરમાંથી ચાલ્યા જાઓ.

**ભુખરૂં**:—(સ્વર પાલટીને) નહિ......જા......ઉં.

**ચંચળ**:—શું ત્યારે તમે નહિ જાઓ?

**ભુખરૂં**:—ના.......આ.

**ચંચળ**:—ત્યારે મને હેરાન કરશો?

**ભુખરૂં**—હા.........આ.

**ચંચળ**:—ઓય મા રે! આ મારા કયાંથી ભોગ લાગ્યા? જાવ મારા પિયરના સગા હો તો પિયરમાં જાઓ. મને શું કરવા સતાવો છો? જાવ અહીંથી.

**ભુખરૂં**:—નહિ......જાઉં.

**ચંચળ**;—હજી તો ના પાડે છે ત્યારે કેમ થશે? ઓ મારી અંબા મા—

જો નાશ થાશે ભુત આ, દેખાવ નહિ દે તે જરી;
તો થાળ તમને આજ ઘડી, કરૂણાળુ હું સોંપીશ કરી.

**ભુખરૂં**:—(પ્રેક્ષકો પ્રતિ) સપાટામાં તો ઠીક આવી છે. કેવો ઉત્તમ ઇલાજ? પણ રખે મારૂં જોઈ બીજા કોઇના અજમાવતા. હવે પેલી અંબાજીની મુર્તિ કેડે ભરાઇ જાઉં ને થાળ લાવે તે ચપેટી જાઉં એટલે ઠંડક ઠંડક ઠંડક. (મુર્તિ કેડે ભરાઇ જાય છે.)

**ચંચળ**:—(ખડખડાટ બંધ થયેલો જોઇ) વાહરે મારી અંબા મા. માજી રીઝે તો સહુ દુઃખ મટે. લાવ હવે ઘરમાં જાઉં ને મહા પ્રસાદ પડયો છે તે લાવી ધરાવું.
(થાળ ધરાવે છે.)

**ભુખરૂં**:—હું.........ઉં.

**ચંચળ**:—માજી! આ થાળ સુખેથી આરોગો. મેં તો ફુલ નહિ ને ફુલની પાંખડી તમારી આગળ ધરાવી છે.

**ભુખરૂં**:—(ગેબી સ્વરે) હું......ઉં તારી ઉપર પ્રસન્ન છું. હવે કહું તેમ કર.

**ચંચળ**:—(ખુશી થતી) શું કહો છો માજી? જેમ કહો તેમ કરવા તૈયાર છું.

**ભુખરૂં**:—ત્યારે જો સાંભળ. હું થાળ આરોગું ત્યાં સુધી, તું તારો ખોળો પાથરી મારા ચરણમાં નમી રહે. જ્યારે હું આરોગી રહીશ, એટલે કલ્યાણ મસ્તુ કહીશ ત્યારે આંખ ઉઘાડી ઉંચું જોવું એટલે સર્વે કામ સિધ્ધ થશે, જો વચમાં ઉંચે જોયું તો તું આંધળી થઇશ, ને હું ચાલી જઇશ.

ચંચળ:—નહિ મા. તારી આજ્ઞા વગર મારે શું કામ ઉંચું જોવું પડે. (થાળ ધરાવી મિંચી આંખે નિચે જોઈ રહે છે. મુર્તિ કેડેથી હાથ કહાડી ભુખરૂ થાળ આરોગી જાય છે. પછી ઓડકાર ખાતો કલ્યાણ મસ્તુ કહે છે ને ચંચળ ઉંચું જુવે છે ત્યાં ભુખરૂને દેખે છે તેથી ચકીત થઇ) વ્હાલા આ શું તમે કર્યું?

ભુખરૂં:—ત્યારે બીજો કોણ એવો ઇશ્વરી મળે? તું સમજાવી સમજે નહિ ત્યારે શું કરીએ! કેવો રંગ જમાવ્યો? (હાથ ધરી) માર તાળી હું તને પગે લગાડીને કેવું પકવાન હોઇયાં કરી ગયો? હાહાહા. (હસે છે.)

ચંચળ:—(હાથ પાછો ખેંચતી) નાથ! ક્ષુધાએ હજી તમારો પીછો નથી છોડયો? કેવળ હાડમાંસના લોચાની પરિપુષ્ટિ માટે તમે સંગ્રામ છોડી શત્રુવાસનો રસ્તો લીધો? આપણા અન્નદાતાની મદદે ગયેલા નિકળી આવતાં લજવાયા પણ નહિ? આખી જીંદગી જેણે આપણી કાયા પોષી, તેના અણિના પ્રસંગે આમ ભાગવું છાજે? આપણે બ્રાહ્મણ થઇ આદર્યો ધર્મ છોડીશું તો અન્ય પ્રજા પછી ધર્મ કેમ ધારશે? સ્વર્ગે કોણ સીધારશે? રે!! અધમતા કોણ ઉધ્ધારશે?

ગાયન ૪૫ મુ.

ભુખરૂં—ચંચળ:—

જાઓજી જાવ રસીયાજી! રણ જુધ્ધ માંહે;
ના ડગ ભરતા, પાછા ફરતા, જનુનિ લજવાયે—જાઓ.
જીતવી નથી સ્હેલી સૈન્યા, નહિ હું કરૂં હવે એ અન્યા;
તમે કાયર છો કે કન્યા, અરર બ્હાકી ખાલી આમ
બોલ.....................ના
કપાઇ કુટાઇ રહેવું મરણનું દુઃખ શું?
હા........એ......હીતકારી.
નહિ હું તો જાઉં, દુર તુંથી થાઉં, ઓથ કોની સ્હાઉં,
જાવ અરે ઝટપટ..............મુકી બધી ખટપટ
વદશો વચન નવ આમ—જાઓજી.

(ભુખરૂ રણસંગ્રામ વિચરે છે.)

## પ્રવેશ ૫ મો.

**સ્થળ: રસ્તો.**

**પાત્રઃ—શંકર, ને સૈનિક ભુતગણો વગેરે.**

**શંકરઃ**—(ત્રિશુળ ખડખડાવતા) પ્રેતરાજો! હવે ભય પામવાનું કારણ નથી. દુષ્ટ જાળંધરનો અંત નજીક આવ્યો છે. હું આજે સમાધીમાં સતી વૃંદાનું સત ચુકાયું દેખું છું, જાળંધરનું મૃત્યુ પેખું છું.

**ભુતોઃ**—(હર્ષિત ગર્જના કરી) શું નકકી?

**શંકરઃ**—હા નકકી, મને પતીજ છે પકકી. આજે આપણી હાર થાય નહિ; યુધ્ધમાંથી એ જીવતો જાય નહિ.

**ભુતોઃ**—(ખુશી થાય છે) હા હા હા હા.

**શંકર**—ચાલો હવે આપણે અહીંથી રણભુમી તરફ જઇએ; જાળંધરને શોધી વૈર લઇએ.

**ભુતોઃ**—હા ચાલો——

**ગાયન ૪૬ મું.**

ચાલો સત્વર ચાલોને, શુરવીરો તમે સરવે,
ધિંગી હિંમત ધારોને, ધીરવીરો તમે ગરવે.
છછ છરરર છાપો છાપી, કષ્ટો આપી, નાખો કાપી;—ચાલો૦
થથ થરરર ઘો કંપાવી. ઘો હંફાવી, સરવે પાપી—ચાલો૦

———:o:———

## પ્રવેશ ૬ ઠો.

**સ્થળઃ યુદ્ધ સ્થળ.**

**પાત્રઃ—જાળંધર, ભુખરૂ, શંકર, ભુતગણો સૈનિકો ને પાછળથી દેવો વગેરે.**

**જાળંધરઃ**—(પોતાની કરમાતી પુષ્પ માળા જોઇ) અફસોસ આંખોથી આજે આ હું શું જોઉં છું? આ મારી પુષ્પ માળા કેમ કરમાવા લાગી? જેને મેં મોતીનો ચારો ચરનારી હંસલી જાણી હતી, તે શું વિષ્ટા ઉપર બેસનારી કાગડી નિવડી? જેને મેં હૈયાનો હાર જાણી જીંદગીની સાથી બનાવી હતી, તેણેજ શું મારા ભોજનમાં વિષ ભેળવ્યુ? રે.......દુષ્ટા......તને મારી જરા પણ દયા ન આવી? કે નેં આમ મારી સઘળી આશાઓને ગગન મંડળમાં ઉછાળી મને નિર્ગત બનાવ્યો? આ રણ વગડે રઝળાવ્યો. હાય સાચું છે કે સ્ત્રીના વિશ્વાસમાં સંચરનાર, પાવકમાંજ પગલાં ભરનાર છે. વૃંદા! વૃંદા! વૃંદા! તેં આ કિયા જન્મનું વેર વાળ્યું? તારા

કરતાં તો કાળી નાગણી સારી, કે તે તો ફક્ત પ્રાણુજ હરે છે; પણ તેં તો મારા પ્રાણુ અને કીર્તિ બન્નેનો નાશ કર્યો છે. (સમશેર ખડખડાવી) લાવ હું હમણાંજ ઘેર જઇ એ વ્યભિચારણીને તેના કરેલા કૃત્યને બદલો આપું. (પાછો ખંચાઇ) નહિ નહિ. સ્ત્રી ઉપર હાથ નાખવો અધમ પુરૂષને શોભે. એ દુષ્ટાનું કલંકિત મુખ જોવા કરતાં તો આ રણસંગ્રામમાં રોળાઇ મરવું વધારે ઉત્તમ છે. (પુષ્પમાળા તરફ વધારે દૃષ્ટિ રોકી) રે પુષ્પ માળા કુલટાના કંઠમાં નિવાસ કરી આવેલી મારાથી દુર થા. આ અરણ્યમાં હજારો મનુષ્યોના પગ નીચે રોળાઇ જા, ખુંદાઇ જા. (ફેંકી દે છે) કઠણ હૃદયની કારીગીરીથી કેળવાઇ વજ્રમય બનેલી કાળા મોંની કુસુમમાળા! હવે ફરી મારા હાથપર ચઢતી નહિ. જેમ તું તારા રૂપમાં મનુષ્યોને મોહ ઉપજાવનારી છે, તેવીજ તારી સખી પણ મારા જેવા મોહાન્ધને ઉંડે કુવે ઉતારી વરત વાઢનારી નિવડી છે. (વિચારી પુનઃ) અરે હું ભુલું છું. આ તો ઉપકારી છે, વૃંદાનો વ્યભિચાર સુચવનારી છે. (પુષ્પ માળા હાથમાં પાછી લઈ ચુંબતો) આહા અગમચેતી આપનારી છે. (એના તાતણા જોતો) પણ રે કાચા તાંતણે બાંધેલીનો વિશ્વાસ શો? જેણે તને ઉત્તમ કારીગીરીથી બનાવી, તેની તું ન થઈ તો મારી કેમ થાય? જેણે તને દામ આપી ખરીદી તેને તજી દીધી, તો તું મને કેમ ન તજે? જેણે તને કંઠમાં ધારણ કરી હૃદય ઉપર રમાડી તેની ગુપ્ત વાત કરતાં ન લજવાઈ તો તું મને શું લેખે? (એકદમ ચુરા કરી ફેંકી દેતાં) દુર થા. પાપણી પુષ્પમાળા દુર થા.

**શંકરઃ**—(ભુતગણોને ઉશ્કેરી) ભુતગણો! તૈયાર થાઓ. જોયો જાળધર પેલો ઉભો છે તેની સાથે યુદ્ધ આરંભો અને એને મારો.

**જાળંધરઃ**—(ચોંકતો) કોણ? (વિચારી) હાં આં આં આતો પેલો લંપટ શંકર. મારી સ્ત્રીને છળવા જનારો, મારી જીવનદોરીનો નાશ કરનારો. પ્રપંચી આવ. ભુતો પાછળ ન ભરા. નમાલાઇમાં જીવ્યા કરતાં, ઐશ્વર્ય દાખી મરનાર હજારગણે દરજ્જે ઉત્તમ છે. (યુદ્ધ થાય છે. જાળંધર ઘેરાય છે. શંકર ત્રીશુળથી શીરચ્છેદ કરે છે થોડા સૈનિકો સહીત ભુખરૂં કામ આવે છે ને જાળંધરનું મસ્તક અધ્ધર ઉડે છે.)

**ભુતગણેઃ**—**દેવોઃ**—(સહર્ષ વર્ષણે)

**ગાયન ૪૭ મું.**

આજે રંગ ઉમંગ ઉર છાયો...રે.
પામર કરણી ભોગવી રણમાં રોળાયો,
કૌવ્રચ સંગમાં ભાન ભુલી લપટાયો;
પાપનો પાષાણ આજ પુરણ ભેદાયો—આજે૦

# પ્રવેશ ૭ મો.

———:o:———

**સ્થળ: રણવાસ.**

**પાત્રઃ—વૃંદા. કૃતિમ જાળંધર, શંકર, વિષ્ણું, કૃત્યા, શુક્રાચાર્ય ને આકાશી દેવો વગેરે**

**વૃંદાઃ**—(કૃતિમ જાળંધર સાથે હિંદોળે બેશી હાસ્ય કરતી) શું સ્વામીનાથ! તમે આ બધું સાચું કહો છો? એટલું બધું બળ અજમાવવું પડયું હતું?

**કૃતિમ જાળંધરઃ**—પ્રિમા! તો શું તમે મારૂં કહેલું અસત્ય માનો છો? જો મેં જુકિતથી જોર જમાવ્યું ન હોત, તો આપણે એકઠાં મળવાનો વખતજ કયાં હતો? એ તો ઠીક થઇ ગયું કે મણીમાં સાર પાડવાને મારા જેવા મણીનીજ સારડી મળી આવી નહિ તો નિકાલજ કયાં હતો?

**વૃંદાઃ**—(ગાલમાં ચોંટી ખણતાં) વાહરે મારા વિહારી! તમે તો મણીધરને માથે મેખ મારી, આભલામાંથી વાદળી ઉતારી. હું તો જાણતી કે મોહન મોળા છે, પણ તમે તો કળથીમાંનો કણ નિકળ્યા.

**કૃતિમ જાળંધરઃ**—(હરખાતા) કેમ નહિ. તાનને તરવાર એ બે તો બજાવે તેનાજ બાપનાં સમજ્યાં ના.......?

**વૃંદાઃ**—(આકાશમાંથી જાળંધરનું મસ્તક પગ આગળ પડતું જોઇ) અરે આ શું વિપરીત? (મસ્તક નિહાળી જોતાં ઓળખી) કોણ પ્રાણનાથ? નકકી એજ. (કૃતિમ જાળંધર તરફ જોઇ) ત્યારે તમે કોણ? (કૃતિમ જાળંધર નિચું જોઇ જાય છે) હા દગો? આખરે દગો? મારા પતિને માટે દગો? અસાર વસ્તુને માટે દગો.? (કૃતિમ જાળંધર તરફ જોઇ) અભાગીઆ! મારા ભાગ્યની નૌકા ડુબાડનાર, મારા હૃદય મણીનો પ્રપંચથી નાશ કરાવનાર, કીર્તિને કલંક લગાડનાર એ પાપી તું કોણ છે? બોલ નહિ તો હમણાં શાપ દઇ ભસ્મ કરૂં છું.

**વિષ્ણુંઃ**—(સ્વગત) ફજેતી. સતી શાપ દેશે તો બધી બાજી બગડી જશે. માટે લાવ મારૂં ખરૂં રૂપ પ્રગટાવી, બચાવ કરૂં. (ચતુરભૂજ દર્શન દે છે.)

**વૃંદાઃ**—(વિષ્ણુંને જોઇ) કોણ વિષ્ણું? દેવાધિદેવ? આપને આવું કરવું ઘટે? પુત્રી સાથે આવો પ્રપંચ રમતાં ભય ન લાગ્યો? શરમ ન આવી? ખરી વાત છે कामातुराणां न भयं न लज्जा॥ કામાતુરને ભય કે લજ્જા હોયજ નહિ. તમે તે પ્રજાની લાજ રાખનારા કે, કલંકિત કરનારા? નજીવા સ્વાર્થ માટે આટલો બધો અન્યાય? (જાળંધરના મસ્તકને ખોળામાં લેઇ)રે! હાય નાથ તમારા પ્રાણ કેવી રીતે ગયા હશે? અરેરે તમે મને વ્યભિચારી લેખવી હશે. મારા ઉપર તમે તિરસ્કારનો વરસાદ વરસાવ્યો હશે. પ્રિયતમ! પ્રિયતમ! મ્હારા વ્હાલા પ્રિયતમ! હું તમારી અવોળવની ગુન્હેગાર બની છું. મારા ખાતર તમારા પ્રાણ ગયા. (વિષ્ણું તરફ ફરી તિરસ્કાર યુકત વચને) મારૂં શીયળ તજાવનાર એ કપટી વિષ્ણું! તમે મને ભ્રષ્ટ કરી તો તમારી

**જડકૃતિ પ્રમાણે તમો જડ થઇ શીલારૂપે સરીતામાં જઇ પડો.** (અવળા મુખે ફરી જાય છે.)

**વિષ્ણુઃ**—(એકદમ વ્યાકુળ) અરે ! અરે ! આ શું ? ફુલમાંજ કાંટા ?

**વૃંદાઃ**—એ વાત ગુલાબને પુછો.

**વિષ્ણુઃ**—શું અગ્નિમાં શીતળતા ?

**વૃંદાઃ**—ચકવાને પુછો.

**વિષ્ણુઃ**—શું ઝેરમાં અમૃત ?

**વૃંદાઃ**—તે મધમાખીને પુછો. મારી સાથે લાંબી વાત ન કરો.

**વિષ્ણુઃ**—એમ ? મને જગપાળક જાણવા છતાં પણ શાપ આપવા તૈયાર થાય છે ? ઠીક, તો લે હું પણ તને તારા શાપના બદલામાં શાપ આપું છું કે **તું વિચાર વગરની વનસ્પતિ થઇ અરણ્યમાં ઉગજે.**

**વૃંદાઃ**—(ધર્મ પરાવણ ભાવે સ્વગત) અરેરે ! આ તો વિચાર વગરનું વિપરીત વેતરાયું. શાપ દેતાં ઉલટો શાપ પામી (પ્રકાશ) જગતપિતા ! આપને સર્વેશ્વર જાણી અનુગ્રહ કરૂં છું કે **આપ શલ થશો પણ સૃષ્ટિમાં શાલીગ્રામ રૂપે પુજાશો.**

**વિષ્ણુઃ**—(હર્ષિત વદને) **ત્યારે જાવ, તમે પણ તમારા ધર્મથી ચલીત થયાં નથી તો તુળશીરૂપે પુજાશો. હું તમારા પ્રેમમાં આધીન રહીશ; અને તમારા વગર કોઈ સ્થળે અન્નપ્રાસન નહિ કરીશ.**

**વૃંદાઃ**—(શિર્ષાવંધ સંકલ્પે, જાળંધરનું મસ્તક ખોળામાં લેઇ) પતિ ! તમે તો મને વ્યભિચારણી ગણી હશે. દુષ્ટા ઠરાવી હશે. નથી નથી નાથ ! તેવી હું નથી. શુધ્ધ છું. મેં સૂર્ય સન્મુખ હાથચલા પછી તજ્યાં નથી આપ પિતૃલોકને પામ્યા, તો ત્યાં પણ આ દાસી સેવાઅર્થે આવવાને તૈયારજ છે. લ્યો નાથ! આપ જ્યાં બિરાજ્યા છો ત્યાંજ કીંકરીને તેડી લ્યો. અગ્નિદેવ! મને મારા પતીનો મેળાપ કરાવી દયો. સતી ઠરાવી દયો. પંચભૂતમાં ભેળાવી દયો. જય અંબે!!! જય અંબે!!! જય અંબે!! (જમણા પગના અંગુઠામાંથી ધીમે ધીમે અગ્નિ પ્રદિપ્ત થાય છે, ને છુટા કેશે ખોળામાં જાળંધરનું મસ્તક લેઇ વૃંદા પ્રજળતી ઉચ્ચારે છે)

**ગાયન ૪૮ મું.**

**વૃંદાઃ**—

પ્રભુ! મારા પ્રાણનો પંથ બતાવો,
કુરતા ના લાવો—પ્રભુ૦
પતિ પ્રીતી ભાણુ ભુંસાયે ભટકું, ડરની મારી દીવાની
સંકટ હરણા સમય વિચારી, કર મારો સ્હાઓ—પ્રભુ૦
ભવરણમાં ભરથાર વિના છઉં, અબળા ઓથ વિનાની;
અર્પૂ જીવન અગ્નિ ઉદરે એ, દુખથીનો દાવો—પ્રભુ૦

(ચંચળ તથા સમગ્ર દાસીઓ સમેત ભસ્મિ ભૂત થાય છે.)

**વિષ્ણુ:**—(વૃંદાની ભસ્મ બન્ને હાથમાં લેઇ સ્વયં કપાળે લેપન કરતાં) ધન્ય છે સતીવૃંદાને. શીર સાટે શીયળ સાચવનારી સુંદરી તે આનું નામ. કસ્તુરીને ચરવાથી તેમાંની સુગંધી સમાતી નથી પણ ઉલટી વિશેષ બહેંકી નીકળે છે. ચદનની શાખાને અગ્નિમાં બાળવાથી તે પોતાની સુવાસના વધારે વિસ્તારે છે. મારી કસોટી પૂર્ણ થઇ. જેમ રેતીમાં રઝળતાં રત્નોને ઉત્તમ ઝવેરી ઓપ ચઢાવી તેના ગૂણને પૂર્ણ પ્રકાશીત કરી અમુલ્ય બનાવે છે, તેમ મારે પણ મારી સૃષ્ટિમાં પ્રગટેલાં આવાં રત્નોને કસોટીપર ચઢાવી લોક દષ્ટિએ કેમ ન પાડવાં ? સતી ! તું તારા શુદ્ધાચરણથી વૈકુંઠપદની અધિકારણી થઇ ચુકી છે. તારા પતીસહ પરમાનંદ પ્રાપ્ત કરી ચુકી છે. (વિચારી) લાવ હું વૈકુંઠ ધામમાં જઇ એ પ્રેમી જોડાંને ધન્યવાદ સહ આશીર્વાદથી વિભૂષિત કરૂં.

**ગાયન ૪૯ સું.**

**વિષ્ણુ:**—

શી સતી આ વૃંદા શાણી, જગનું જવાહીર જાણી;
સંકટથી જેહ સ્હરાણી, પરઠી ન પણ પાછી પાની.
શીળ વિના સ્ત્રીઓ તે તો, સાચે શોભે કેવી:
નકટી સજીલે નાકે, આભૂષણ એવી;
પામે છે **'પારસ'** સાટે, નરક નિવાસ કમાણી—જગનું.

(હાથની લાકડી વતિ આકાશ રેખા દોરી જાળંધર વૃંદા તથા અન્યદેવો સહીત વૈકુંઠ ધામ ઉત્પન્ન કર્યા પછી) ધન્ય છે સતી વૃંદાને. તન જતાં લગી ટેક રાખ્યો, તો આ સ્વર્ગનો સ્વાદ ચાખ્યો. ( વૃંદા તરફ નમન કરતા ) મહાદેવી ! મારૂં વર્તન

તમારા જેવાં ધર્મશીળને શાંત રૂપ થવાને બદલે શલ્યરૂપ નિવડ્યુ છે માટે ક્ષમા કરજો. તમે તમારા સૌભાગ્ય રક્ષક સહ આ સ્વર્ગનાં અખંડ સુખ અનુભવો. લોકોક્તિમાંતો લાંછન લેખાયું હશે, પણ જીજ્ઞાશુઓ તો જાણશે કે જે સુખ અનંત યુગના ઉપાસકોને નથી મળ્યું તે તમને મળ્યું છે.

**વૃંદા:**—(નમન કરતી) કૃપાળુ! આજે હું મારૂં અહોભાગ્ય સમજું છું; કે મને પરમ તપસ્વિના તપનું ફળ પ્રાપ્ત થયું છે. પણ જગતજન જાણતા હશે, તેઓ તો તર્ક ચલાવતા હશે કે લલના લાલચમાં લપટાઈ, ને દુ:ખ સાગરમાં દપટાઇ.

**વિષ્ણુ:**—એવા મલીન વિચારોથી મુક્ત થાઓ. (જાળંધર તરફ આંગળી કરી) આ પાંચ પ્રાણરૂપી જાળને ધરનાર તે જાળંધર. તમે વૃત્તિ છો. બન્નેના ઐક્યે ઉત્કર્ષ ને વિયોગે આત્મહાની નિર્વિવાદ છે. આ શંકર રૂપી તમો ગુણથી તમોમાં વિચ્છેદ પ્રગટાવાનો ઓછો સંભવ છે પણ મારો રજોગુણી સ્વભાવ તમને સ્વલ્પ શ્રમે પોતાની પાછળ દોરી શકે છે. એ આ જવલંત દ્રષ્ટાંત દ્રષ્ટિગત કરે છે. બોલો હવે સ્વરૂપ સમજાયું ? તમારે ને જગતને સંબંધ શું છે? તમે જગત માટે ન હતાં, કે જગત તમારે માટે ન હતું. એ સર્વે ભેદનાં તત્વો ભેદમાં સમાયાં; ને તમે અખંડ કીર્તિ કમાયાં.

**જાળંધર:**—(નમન પૂર્વક) વાહ પ્રભુ વાહ! ઇશ્વરી સંકેત સમજાયો. જો આવું સ્વરૂપ આગળથીજ અમને ભાસ્યું હોત તો જરૂર અમો પ્રચંડ યોગ પ્રફુલ્લિત કરત.

**વિષ્ણું:**—વિશાળ ધર્મની ગહનગતિ સમજવા જેટલો પુરતો પ્રકાશ તમારા હૃદયમાં થયો નથી. તેથી તમને યોગ તરફ અભિરૂચી પ્રકટાય છે. બાકી હું જે કરૂં છું તે યથાર્થજ કરૂં છું. કહો, તમારી જન્મ મરણની જંજાળ ગઇ તો પછી હવે તમારે જોવા જાણવાનું રહ્યુંજ શું?

**બન્ને:** —(સનમ્ર ભાવે) કંઇ નહિ.

**વિષ્ણું:**—તો પછી?

**બન્ને:**—સંબંધને લીધે સંકટમાં સપડાયલા સર્વે મુક્ત થાય એજ અંતિમ યાચના.

**વિષ્ણું:**—બરાબર. સમજ્યો શુક્રાચાર્ય કેની?

**બન્ને:**—જી હા.

**વિષ્ણું:**—(શંકર તરફ ફરી) શંકર કૃત્યાને કહો કે શુક્રાચાર્યજીને બંધનમુકત કરે.

**શંકર:**—(મસ્તક નમાવી) નિશ્ચિંત રહો મહારાજ (નેપથ્ય તરફ ઉચ્ચસ્વરે) કૃત્યા...........

**કૃત્યા:** —(દોડતી પ્રવેશી) જી.

**શંકર:**—જા ઝટ શુક્રાચાર્યજીને તેમની મૃત સંજીવનની વિદ્યા સહિત બંધનમુકત કરી અત્રે આણ.

**કૃત્યા:**—પ્રભુની જેવી આજ્ઞા. (જાય છે.)

**શુક્રાચાય:**—(કૃત્યા સહીત પ્રવેશી નમન કરતા) નમામી સર્વેશ્વર.

**વિષ્ણું:—શંકર:**—તમારી મૃતસંજીવન વિદ્યાસહીત આનંદ પામો.

**શુક્રાચાર્ય:**—મહત કૃપા.

**શંકર:**—(વૃંદા તરફ ફરી) શાહબાશ છે સતીવૃંદાને અહાહાહા. મહાદુઃખના પ્રસંગમાં પણ જ્ઞાનવાન મનુષ્યો કેવા નિર્મળ રહે છે, તેનો આ પ્રત્યક્ષ દાખલો છે. કેવું અડગ હૃદય? પ્યારો પુત્ર કે દુઃખદાયક દુશ્મન, ચૈત્રના બપોર કે શીયાળાના સવાર, સ્વર્ગનાં સુખ, કે નરક યાતનાનાં દુઃખ, સર્વેને સમાન સમજી લીધાં છે (આશીર્વાદિત હસ્તે) સતીવૃંદા! તું આ એક સ્વરૂપે અખંડ સુખ લેઇ સ્વર્ગ લોકને શોભાવ, અને બીજા સ્વરૂપે શ્રી પ્રભુજીના શબ્દાનુસાર પૃથ્વી ઉપર તુળશી રૂપે પ્રકાશજે. મારો આશીર્વાદ છે.

**આકાશના દેવો:**—(વિમાનમાં બેશી પુષ્પ વૃષ્ટિ કરતા) નિર્વિવાદ છે. નિર્વિવાદ છે. નિર્વિવાદ છે.

**ગાયન ૫૦ મું.**

દીપો દેશની દ્યુતિ, વધારી વિરતી પ્રબળ,
સુરતિ સકળ, શાંતિનું શરણ સ્હાઇ........દીપો૦

સુભટ સુઘડ બહુ પુરૂષો પ્રગટો, શીયળધારી સુંદરી સતી;
સુનીતિ રસાળ, વિનયે વિશાળ. કૃતિમાં કૃપાળ કરીને—દીપો૦

પ્રીતિ પુરાણી, સુખે પિછાણી, અવો સુધા સદા આ,
દીલથી રહો દુર દુરબળતા, વધી વીરતા, પ્રજાની આ, અમારી આ.
તનમાંથી ત્યાગી, ગાંડી ગતી, એમી મતી, સજી સરસાઈ–દીપો૦

इति श्री कृष्णपुर (काविठा) निवासकृद गृहस्थश्रीगोडद्विजकुलमणि श्रीमत्पंडित मयारामात्मज विद्यारामस्य पादारविन्दानुरागवता मध्यमसुतेन श्री कविभुषण भाइशंकरजी पंडितेनकृतं "जालंधराख्यं सतीवृंदाख्यं" नाटकं समाप्तम् । शुभं भवतु ।





## પરમવંદના.

૧

शार्दूलविक्रीडित वृत्तम्.

निष्ठावाँ पटुवाक्षुयो सुरगुरुः सध्धर्म मूर्ति रिह ।
श्रेष्ठो गुर्जरदेश साक्षरनृणां यो विप्र रत्नो पम: ॥
सर्वाशे सततं चयेन करुणा बाल्यात्मयि [illegible]ता ।
विद्याराम पितुस्सुपादकमलं भक्त्या सदा नौम्यहम् ॥

શાર્દૂલવિક્રીડિત છંદ.

નિષ્ઠાવાઁ/પટુવાણિમાં સુરગુરૂ, સદ્ધર્મ મુર્તિ જગે,
વિદ્વાનોત્તમ જેહ ગુર્જર વિષે, જે વિપ્ર રત્નોત્તમઃ
જેણે બાળપણાથિ નિત્ય કરૂણા, સવે પ્રકારે કરી,
વિદ્યારામ પિતા સુપાદ કમલે, નિત્યે નમું ભકિતથી.

કવિ ભાઇશંકરજી વિદ્યારામ પંડિત.

